# પાટોત્સવ શતાબ્દી

## વિભાગ ૧ થી ૩

(વિભાગ ૧ લો.)



(જેમાં, જુનાગઢના મંદિરના શ્રી રાધારમણ દેવની પ્રતિષ્ઠાનું વર્ણન, અવતારી પુરૂષોત્તમ શ્રી સ્વામિનારાયણના જીવનની રૂપરેખા અને જુનાગઢ મંદિરના એકાંતિક સત્પુરૂષોના ટુંક જીવનનો સમાવેશ થાય છે.)

લેખક અને પ્રકાશક

હરિલાલ હીરજી ભટ્ટ.

રે. પાલીતાણા.

( હાલ જુનાગઢ )

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સં. ૧૯૮૪–વૈશાખ વદી ૨. તા. ૬–૫–૧૯૨૮.

यं साम्येन वदंतियेऽक्षर परं सर्वावतारैर्जना ।
मंदास्ते त्ववतारिणो स्यन परं जानंति तत्वं प्रभोः
यस्याज्ञां निवहंति मंगलकरां सर्वेऽक्षराद्याः सदा
वंदे तं पुरुषोत्तमं च सहजानंदं सदानंददम् ॥

અર્થ:-જે પુરૂષો અક્ષરાતીત શ્રી સહજાનંદ સ્વામીને સર્વ અવતારની સમાન કહે છે, તેઓ મંદભાગ્ય છે, કારણ કે તેઓ આ અવતારી પરમાત્માનું ઉત્કૃષ્ટ તત્વ જાણતા નથી. જેની મંગળકારી આજ્ઞાને અક્ષરાદિ સર્વે નિરંતર વહન કરે છે, અને જે સદા આનંદપ્રદ છે, તે પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીને હું પ્રણામ કરૂં છું.

महाध्यानाभ्यासं विदधत मजस्रं भगवतः
पवित्रे संप्राप्तं स्थितिमति वरैकान्तिकवृषे ।
सदानंदं सारं परमहरि वार्ता व्यसनिनं
गुणातीतानंदं मुनिवरमहं नौमिसततम् ॥

ભગવન્મૂર્તિના ધ્યાનના નિરંતર અતિ અભ્યાસી, પવિત્ર અને અતિ શ્રેષ્ઠ એકાંતિક ધર્મને વિષે સ્થિતિ પામેલા, સદા આનંદરૂપ, સારરૂપ, અને પુરૂષોત્તમનારાયણ સંબંધી વાર્તા કરવાના વ્યસની, એવા મુનિવર ગુણાતીતાનંદ સ્વામીને હું નિરંતર વંદન કરૂં છું.

नानापद्यसुकाव्य शीघ्ररचना दक्षं स्वधर्मस्थिरं ।
छन्दोभि स्वकृतैर्हरिं वृषभुवं संप्रीणयामासयः ॥
मैत्रीं तेन गतं स्वनर्मवचनैः संहासयन्तं स्थिरं ।
ब्रह्मानंद मुनिं नमामि तमहं देशाद्यभिज्ञंमुदा ॥

ચિત્ર વિચિત્ર સુંદર કાવ્યની શીઘ્ર રચનામાં નિપુણ, સ્વધર્મને વિષે સ્થિતિવાળા, સ્વરચિત છંદોથી ધર્મપુત્ર શ્રી હરિને પ્રસન્ન કરનારા, શ્રી હરિના સખા, હાસ્ય વચનોથી શ્રી હરિને હાસ્ય ઉપજાવનાર, શાંત અને દેશકાલાદિના જ્ઞાતા-બ્રહ્માનંદ મુનિને હું સર્વદા વંદન કરૂં છું.

# સમર્પણ.

**બ્રહ્મનિષ્ઠ, સદ્‌ગુરૂવર્ય સ્વામીશ્રી**
**નારાયણદાસજી.**

પચાસ પચાસ વર્ષોથી, સ્વેષ્ટદેવ અવતારી શ્રી સ્વામિનારાયણ પરમાત્માની પ્રસન્નતાને અર્થે, જુનાગઢ મંદિરની અવિરત પણે આપ જે તનતોડ સેવા કરો છો, વચનામૃતોનું સર્વોત્કૃષ્ટ અને દૃઢ જ્ઞાન, આત્મા અને પરમાત્મા શ્રી હરિના સ્વરૂપના સાક્ષાત્ અનુભવ સહિત, સંપાદન કરી, આપ અનેક મુમુક્ષો જનોને બ્રહ્મધામના માર્ગે દોરો છો, અને અનેક દિવ્ય કલ્યાણકારી ગુણોના આશ્રયરૂપ હોવાથી, આપ સમગ્ર સત્સંગના અમૂલ્ય આભૂષણરૂપ અને જુનાગઢ મંદિરના છત્રરૂપ મારા પરમ ગુરૂ છો, તેથી આપને જ અતિ શુદ્ધ ભાવનાથી આ લઘુગ્રંથ સમર્પણ કરી, આપના ચરણ કમળમાં વિરામ કરતો, હું છું,

આપનો દીન સેવક,

**હરિલાલ હીરજી ભટ્ટ.**

# પ્રસ્તાવના.

આ લઘુ લેખને લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી.

સમગ્ર સત્સંગનો હું એક અલ્પદાસ છું, વિદ્વત્તા કે લાંબો અનુભવ મારામાં નથી. પૂર્વના પુણ્ય સમુચ્ચયથી મારો જન્મ સત્સંગમાં થયો, સર્વથી પ્રથમ મને એક દૃઢ બ્રહ્મચારી શ્રી હરિકૃષ્ણાનંદજીનો યોગ થયો. તેણે મારામાં ઉપાસનાનાં બીજ રોપ્યાં સ. સ્વામી શ્રી અક્ષરસ્વરૂપદાસજીએ મીઠી નજરે મારા તરફ જોએલું. સદ્‌ગુરૂવર્ય સ્વામી શ્રી બાલમુકુંદદાસજીનો કિંચિત્ સમાગમ મને થએલો. સદ્‌ગુરૂ સ્વામી શ્રી નારાયણદાસજી અને સદ્‌ગુરૂ બ્રહ્મચારી શ્રી કૃષ્ણસ્વરૂપાનંદજીના સારા સમાગમમાં હું આવ્યો. વચનામૃતોના વાંચનનો મને શોખ થયો, સ. સ્વામી શ્રી નારાયણદાસજી, પાસે યથાવકાશ અને યથાબુદ્ધિ તેનો અભ્યાસ કર્યો, શ્રી હરિવાક્ય સુધાસિંધુ તરફ લક્ષ દોરાયું, તેનું પણ યથાશક્તિ અવલોકન કર્યું. શ્રી હરિના સ્વરૂપની રહેલી ઉત્કૃષ્ટ ઉપાસના સત્સંગી બંધુઓ સમક્ષ દર્શાવવા ઉત્કંઠા પ્રેરાઈ. શ્રી રાધારમણ દેવના પાટોત્સવ શતાબ્દી ઉજવવાના મધુર શબ્દો કર્ણગોચર થવા લાગ્યા. તેથી તે વિષે કાંઇક લખી તેની સાથે ઉક્ત ઉત્કંઠાને સંતોષવાની વૃત્તિ થઈ.

અક્ષરસ્થ મારા પૂજ્ય પિતાશ્રી (માસ્તર હીરજી મોનજી ભટ્ટ) ને એવી ઉચ્ચ ભાવના હતી કે સત્સંગ પ્રગતિ જગતમાં જલ્દી થાય, તેવા લેખો લખવા, તેમની આ ભાવનાને સંતોષવાનો પણ મને આ સારો પ્રસંગ પ્રાપ્ત થયો.

તદનુસાર પ્રથમ જુનાગઢના મોટા સદ્‌ગુરૂઓ વિષે ઉલ્લેખ કર્યો. તેમાં પ્રથમ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનું નામ પ્રાપ્ત થયું. તે તો જુનાગઢ મંદીરના આદિ મહાન્ત સત્સંગનો મોટો ભાગ તેમને અક્ષર બ્રહ્મ તરીકે પીછાને. જુનાગઢ મંદિરની તેમના નામથી પ્રસિદ્ધિ, તો એમના સ્વરૂપ વિષે સમર્થન કેમ ન કરવું, એ વિચાર થયો પરંતુ એ સર્વમાં દીર્ઘ સમય વ્યતીત થયો. વ્યાવહારિક પ્રવૃત્તિએ પણ નિરોધ કર્યો: અને પાટોત્સવનો સમય નજીક આવી પહોંચ્યો, તેથી શ્રી હરીના સર્વોપરીપણા વિષે અને અવતારી

પણ વિષે કંઇજ ન લખાયું તે વિષે સત્સંગમાં ઉત્તમ લેખો છે; મારાથી તેથી વિશેષ સુંદર લખી શકાય તેમ નથી, તો પણ જે કાંઇ લખવાનું હતું તે નજ લખાયું. શ્રી હરિના આશ્રિતોથી અન્ય વ્યક્તિઓ જે "શ્રી ઉદ્ધવ સંપ્રદાય" વિષે તદ્દન અજ્ઞાન છે, તેમના બોધ માટે જે લખવાની આવશ્યકતા હતી, તે વિષે તો કંઇજ ન લખી શકાયું, પરંતુ જે કાંઇ લખાયું છે તે જો વાંચકને ઉપયોગી અને આનંદદાયક થશે, તોજ આ ઉઠાવેલો શ્રમ સફલ થયો મનાશે.

સમગ્ર સત્સંગમાં શ્રી હરિના સમકાલીન તથા તે પછીના સમયમાં અસંખ્ય સદ્‌ગુરૂઓ થયા છે, તેમનાં નામોનો ઉલ્લેખ આ લેખમાં કરેલ નથી કારણકે સૌરાષ્ટ્ર દેશ વિશેષ આ લેખ છે.

ગ્રંથ વિસ્તારના ભયથી તથા સમય સંકોચને લીધે જુનાગઢ મંદિર માંહેના અમૂક મહાન પુરૂષો વિષે મળી શકી તેટલીજ હકીકત સંક્ષેપમાં લખી છે, તેથી જો કોઇ પણ જાતની ત્રુટી જણાતી હોય તો વાંચક બંધુ ક્ષમા કરશે એવી આશા છે.

આ લેખમાં પ્ર. શાસ્ત્રી બાલકૃષ્ણાનંદજી, પ્ર. પુ. ઘનશ્યામાનંદજી, તથા શાસ્ત્રી સ્વામી ધર્મજીવનદાસજીએ સહાનુભૂતિ આપેલ હોવાથી હું તેમનો ઋણી છું.

વીસાવદરના શેઠ શ્રી જાદવજી નાગજી, શેઠ શ્રી કાળાભાઇ સામજી, તથા શ્રીમાન્ પ્રભુદાસ રવાભાઇએ આર્થિક સહાય આપેલી હોવાથી હું તેમનો પણ ઉપકૃત છું.

શ્રીમાન્ શેઠ બાપાલાલ છગનલાલ સાહેબે આ પુસ્તકની પ્રસિદ્ધિમાં સંપૂર્ણ સહાય આપેલ છે, તેથી તેમનો ઉપકાર માનવામાં પણ અતિશયોક્તિ નહીં ગણાય.

લી૦ શ્રી હરિચરણોપાસિત સેવક,

**હરિલાલ હીરજી ભટ્ટ.**

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

ॐ परमानन्द मूर्तये श्रीस्वामिनारायणाय नमः ।
ॐ परब्रह्मणे श्रीहरिकृष्णाय नमः ॥

# વિભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### સંવત ૧૮૮૪ ના વૈશાખ વદી ૨
### સુવર્ણમય પ્રભાત.

**भगवन् जगतः पते विभो, सहजानन्द गिरामगोचर ।**
**क्षरतोऽक्षरतः परप्रभो, पुरुषाय प्रकटाय ते नमः ॥**

હે ભગવાન્, જગત્પતે, વિભો, સહજાનંદ, વાણીને અગોચર, ક્ષર અને અક્ષરથી અતીત, હે પ્રભો, પ્રકટ પુરૂષોત્તમ આપને પ્રણામ હો.

**सत्रधर्मविदितातिमहत्त्वः स्वर्चितोतिगहनेपिशिवाभ्याम् ।**
**पावयन् विचरणेन सुराष्ट्रान्प्रीयतां सभगवान् मयि कृष्णः ॥**

માનસ પત્તનના સત્રધર્મારાજાએ જાણ્યો છે અતિ દિવ્ય મહિમા જેનો એવા, મહાવનમાં પણ શિવ પાર્વતીએ સમ્યક્ પ્રકારે પૂજા કરાએલા, અને સ્વવિચરણથી સૌરાષ્ટ્ર દેશના લોકોને પાવન કરતા એવા તે ભગવાન શ્રી હરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાઓ.

સં. ૧૯૮૪ ના વૈશાખ વદી ૨ ગુરૂવાર ( સને ૧૮૨૮ ) નો દિવસ, અખિલ સૌરાષ્ટ્ર ભૂમિને માટે પરંતુ વિશેષતઃ જુનાગઢ શહેરની :સમસ્ત જનતાને માટે એક પરમ મંગલમય દિવસ હતો. તે દિવસના દોઢ પહોર વ્યતીત થતાં, પરબ્રહ્મ અવતારી શ્રી સ્વામિનારાયણે સ્વશિષ્ય કવિરાજ બ્રહ્માનંદ મુનિદ્વારા નિર્મિત કરાવેલ એક અનુપમ મંદિરમાં શ્રી રાધારમણ પ્રભુની અતિ રમણીય પ્રતિમાની સ્વહસ્તે પ્રતિષ્ઠા કરી હતી.

ભગવાન શ્રીકૃષ્ણ. મનોરંજક અને પ્રાચીન તીર્થરૂપ રૈવતાચળ ( ગિરનાર ) ગિરિના વિસ્તૃત પ્રદેશમાં, દ્વારકાથી પોતાની પટરાણીઓ સાથે, વિશેષતઃ ગીષ્મઋતુમાં, આવી વસતા. તે પોતે સ્વધામ પધાર્યા પછી પણ પોતાની આ પ્રિય ભૂમિમાં શ્રીદામોદરરૂપે રૈવતાચળના નિકટ

પ્રદેશમાં ઘણા સમયથી વિરાજી રહ્યા છે, અને શ્રી રાધારમણ[1] રૂપે શ્રી રાધાની સાથે આ મંદિરમાં વિરાજમાન થયા છે.

આ મંદિરના આદિ ઉત્પાદક પંચાળા[2]ના દરબાર ઠાકોર શ્રી ઝીણાભાઇ હતા. શ્રી હરિના તે અનન્ય ભક્ત હતા. જેમ ગઢપુરમાં શ્રી હરિના પરમ પ્રિય ભક્ત દાદા ખાચર હતા, તેમ જુનાગઢમાં તેમના પ્રિય ભક્ત ઠાકોરશ્રી ઝીણાભાઇ હતા. જુનાગઢના રાજ્ય સાથે તેમને રાજકીય સબંધ હોવાથી તેઓ કેટલોક સમય જુનાગઢમાં પણ રહેતા. સં. ૧૮૮૨ ના માગસર માસમાં (સને ૧૮૨૬) જ્યારે દરબારશ્રીના દેહાવસાનનો સમય પ્રાપ્ત થયો, ત્યારે ભગવાન શ્રીસ્વામિનારાયણ તેમને દર્શન આપવા જુનાગઢ પધાર્યા હતા. તે વખતે દરબારશ્રીને શ્રીહરિએ તેમની ભૂમિમાં એક વિશાળ મંદિર કરવા વિષે વચન આપ્યું હતું. સ્થળ સંકોચને લીધે, ઝીણાભાઇના ભત્રીજા, જગ્નાવડના દરબારશ્રી દાદાભાઇએ, ઝીણાભાઈની જમીનની, સાથે પોતાની જમીન શ્રી હરિને અર્પણ કરી.

ઝીણાભાઇના અસર નિવાસ પછી, તેમને આપેલા વચન અનુસાર, સુંદર મંદિર બંધાવવા સારૂ શ્રી હરિ સહજાનંદ સ્વામીએ કવિરાજ બ્રહ્માનંદ મુનિને આજ્ઞા કરી. એવું કહેવામાં આવે છે કે ગિરનાર જતાં, શ્રી દામોદરજીના મંદિર પછી, સડકની જમણી બાજુએ, શ્રી બ્રહ્મેશ્વર મહાદેવનું દેવળ છે, તેનાં જેવાં ડેરાં કરવાની બ્રહ્માનંદ મુનિને સૂચના આપવામાં આવી હતી.

તદનુસાર સં. ૧૮૮૨ (સને ૧૮૨૬)માં આ મંદિરનો પ્રારંભ કવિરાજ સ. બ્રહ્માનંદ સ્વામી તથા સ. ગુણાતીતાનંદ સ્વામીના હાથે થયો. આ મંદિરના બાંધકામમાં સ. બ્રહ્માનંદ સ્વામી તથા સ. ગોપાળાનંદ સ્વામીએ ક્રમાનુસાર કામ કરેલું છે. સ. બ્રહ્માનંદ સ્વામીના વારામાં સ. ગુણાતીતાનંદ સ્વામી સામેલ રહેતા.

આ મંદિરના પ્રારંભ કાળમાં અનેક વિઘ્નો આવ્યાં હતાં. સ્વામિનારા-

---

૧ સંસ્કૃત ભાષાના નિયમ પ્રમાણે "રમણ" શબ્દનો પ્રયોગ સ્વતંત્ર થતો નથી. "રાધારમણ" એમ સમગ્ર નામ વાપરી શકાય છે. અને તેમાં એક શ્રી કૃષ્ણની પ્રતિમાનો જ નિર્દેશ થયો છે, તેથી "શ્રી રાધારમણ" "શ્રી રાધા" ની સાથે વિરાજમાન થયા એમ લખવામાં આવ્યું છે.

૨ પંચાળા—જુનાગઢથી વેરાવળ જતાં કે શોદ સ્ટેશનથી દસ માઇલ દૂર છે.

પણ ભગવાનની જાત તરફ તથા તેમના સાધુઓ તરફ [1] ભાગ્યહીન પુરૂષોને અત્યંત અભાવ રહેતો હતો. તેથી તેઓ તેમના કાર્યના નિરોધમાં પોતાના સબળા પ્રયત્નો કરી ચૂકયા હતા. પરંતુ સર્વ શક્તિમાન્ ભગવાન શ્રીસ્વામિનારાયણની પૂર્ણ કૃપાથી તેમના શિષ્ય સ્વામી બ્રહ્માનંદ સમગ્ર વિઘ્નોનો સદ્ય અંત લાવી પોતાના ધારેલા કાર્યમાં પ્રગતિ કરતા જતા હતા. પ્રાપ્ત થતી મુશ્કેલીઓના ઉકેલ માટે એક પ્રસંગે નામદાર નવાબસાહેબ પાસે જવાની સ્વામીશ્રી બ્રહ્માનંદજીને જરૂર પડી હતી, અને તેઓશ્રીએ મંદિરના કાર્યમાં કોઇ પણ જાતની અટકાયત નહીં કરવા વિષે પાકો બંદોબસ્ત કરાવી આપ્યો હતો.

આવી રીતે પૂર્ણ થએલું, આકાશની સાથે વાર્તાલાપ કરતું આ મંદિર ઉત્તરાભિ મુખે છે. તેને ત્રણ વિશાળ શિખરો છે, જેમાંના વચલા શિખરની ઉંચાઇ જમીનથી ફુટ ૭૭ છે. તે ત્રણ [2] શિખરો, વચ્ચેનો એક ઘુમટ, અને બીજી નાની કેરીઓ મળી કુલ ૧૩ શિખરો ઉપર ૧૩ સુવર્ણમય "કળશ" આવી રહેલાં છે. આ મુખ્ય ત્રણ શિખરોની આસપાસ વિશાળ પ્રદક્ષિણા છે, જેનો ઘેરાવો ૨૭૮ ફુટ છે, એટલે કે ૧૯ પ્રદક્ષિણા બરોબર ૧ માઇલ થાય. આવી વિસ્તૃત પ્રદક્ષિણા આપણા સંપ્રદાયનાં અન્ય મંદિરોમાં ભાગ્યેજ જોવામાં આવે છે. આ પ્રદક્ષિણાની સર્વ રમણીયતા, તેમાં જડેલા સુંદર આરસને [1] આભારી છે. આ પ્રદક્ષિણાની ઉંચાઇ જમીનથી ફુટ ૧૩ છે.

આવા અદ્દભૂત મંદિરનાં ત્રણ શિખરો પૈકી પૂર્વ દિશાના ખંડમાં ત્રણ મનોહર પ્રતિમાઓ વિરાજે છે.તેમાં પૂર્વ તરફની પ્રથમ "પ્રતિમા"એ અક્ષરાતીત શ્રી સહજાનંદ સ્વામીની છે, જેનો વર્ણ પીત છે. અને જે " શ્રી હરિકૃષ્ણ

---

૧. જ્યારે પ્રગટ ભગવાન તથા તેમના સંતો પૃથ્વી ઉપર વિચરતા હોય ત્યારે તેમની પીછાન ન કરતાં, તેમનો દ્વેષ કરવાને તત્પર થવું, એથી વિશેષ ભાગ્યહીનતા કઈ હોઇ શકે ?

૨ મોટાં ત્રણ શિખરો ઉપરનાં ત્રણ કળશ, સં. ૧૯૩૮માં આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ, તથા ૧૦ શિખરો ઉપરનાં ૧૦ કલશ, આચાર્યશ્રીની આજ્ઞાથી સ. સ્વામી શ્રી નારાયણદાસજીના મુબારક હાથે, સં. ૧૯૮૪ના માગશર શુદિ ૮ ના દિવસે ચડેલાં છે.

૧. આરસ કામના પ્રેરક સ સ્વામીશ્રી નારાયણદાસજી છે.

મહારાજ" [૨] એ વિશેષ નામથી સુપ્રસિદ્ધ છે. આ સ્વરૂપ સર્વ સત્સંગીઓને ધ્યેય, આરાધ્ય અને ઉપાસ્ય છે, તેને વિષે સર્વને પતિવ્રતાની પેઠે ભક્તિ છે. અને તેવી ભક્તિ કરનારને ત્રણ ગુણથી રહિત કરી, પોતાના ધામની પ્રાપ્તિ કરાવવાનો અદ્‌ભૂત ચમત્કાર આ મૂર્તિને વિષે રહેલો છે. તેની ડાબી બાજુએ શ્યામ વર્ણવાન્ "શ્રી રાધારમણ" અને તેની ડાબી બાજુએ શ્વેત વર્ણવાન્ "શ્રી રાધાજી"નાં રમ્ય સ્વરૂપો વિરાજે છે.

મધ્યસ્થ ખંડમાં બે પ્રતિમાઓ છે. જેમાં પૂર્વ દિશા તરફનું પ્રથમ સ્વરૂપ [૧] શ્રી રણછોડરાય અને તેની બાજુએ [૨] શ્રી ત્રિકમરાય છે. એ ચતુર્ભુજ વિષ્ણુ સ્વરૂપ છે. આ બન્ને પ્રતિમાઓ શ્યામ વર્ણની, દીર્ઘ, ભવ્ય અને ચિત્તાકર્ષક છે.

પશ્ચિમ દિશાના ત્રીજા ખંડમાં શ્રી શંકરની મૂર્તિ છે, તે શ્રી સિદ્ધેશ્વર નામથી પ્રસિદ્ધ છે. તેનો વર્ણ શ્વેત છે. આ બેઠી મૂર્તિ છે, અને મનોહર છે, તેમની ડાબી બાજુએ [૩] શ્રી પાર્વતી વિરાજે છે, જેનો પણ શ્વેત વર્ણ છે. ભગવાન્ શ્રી શંભુની આવી પ્રતિમા ભાગ્યેજ અન્યત્ર જોવામાં આવે તેમને વિષે એક ચમત્કારી કથા છે.

પરબ્રહ્મ અવતારી શ્રી સ્વામિનારાયણ જ્યારે આશરે ૧૬–૧૭ વર્ષની વયે વર્ણી વેષે અતિગહન અરણ્યમાં એકાકી વિચરતા હતા, ત્યારે તેમને અમૂક દિવસો પર્યંત ફળ–ફુલ આદિ કાંઇ પણ ભક્ષ્ય વસ્તુ પ્રાપ્ત નહીં થવાથી, કેવળ હવાનું ભક્ષણ કરી રહ્યા હતા. છેવટ એક દિવસ પોતે જ્યારે એક સ્થળે જળાશયની સમીપે બેસી, પોતાના નિત્ય સેવ્ય શ્રી શાળગ્રામના પૂજનમાં પ્રથમ તેમને સ્નાન કરાવતા હતા, ત્યારે શ્રી શાળગ્રામ તે સર્વ જલ શોષી ગયા, તે વખતે આ કરૂણાનિધિ વર્ણીને વિચાર થયો કે શ્રી શાલગ્રામ તૃષાતુર છે, માટે ક્ષુધાતુર પણ હોવા જ જોઇએ, પણ શું આપવું ? એ વિચાર થતાં જ આસપાસ જૂએ છે, ત્યારે નંદીપર આરૂઢ થએલ પાર્વતી સહ શ્રી શંકર પોતાના નિકટમાં આવી રહેલા દૃષ્ટિગોચર

૨. આ મૂર્તિની પ્રતિષ્ઠા સં. ૧૯૧૬ માં થઇ છે.

૧. શ્રી રણછોડરાય એક દ્વારકાધીશનું સ્વરૂપ છે. તે નામના અર્થ બે રીતે થાય છે.
(૧) रणेषु शौंड: = रणशौंड = રણવીર શ્રી કૃષ્ણ.
(૨) રણ–છોડ = શ્રી કૃષ્ણ રણ છોડીને પલાયન થયા હતા, એટલે રણછોડ.

૨. વાસ્તવિક નામ ત્રિવિક્રમ છે, અને ત્રિવિક્રમ એટલે વામન ભગવાન.

૩. તેમની સમીપે શ્રી હરિ સંસ્થાપિત શ્રી ગજાનન તથા નંદી છે.

થયા. શ્રી શંકરે, ભોજન વાસ્તે સાથવો અર્પણ કર્યો, તે આ વર્ણિરાજે શ્રી શાલગ્રામને ધરાવ્યો; તેમણે તે સાક્ષાત્ ગ્રહણ કર્યો, અને અવશેષ રહ્યો તે પોતે જમ્યા.

સ્વાનુભવની આ કથા, શ્રી સિદ્ધેશ્વરની પ્રતિષ્ઠા સમયે ભગવાન શ્રી સ્વામિનારાયણે સર્વની સમક્ષ કહી સંભળાવી હતી.

આ દેવ ચમત્કારી છે; અને ભક્તોના સર્વ મનોરથ સદૈવ પૂર્ણ કરે છે.

આવી રીતે આ પ્રતિમાઓની પ્રતિષ્ટા આપણા ઇષ્ટદેવ અવતારી શ્રી સ્વામિનારાયણે સ્વહસ્તે કરી હતી; તે સમયને આજે બરાબર ૧૦૦ વર્ષ પુરાં થાય છે, તેથી આજનો દિવસ પાટોત્સવ શતાબ્દીનો છે.

જેમ આ પ્રતિષ્ઠાને આજે બરોબર ૧૦૦ વર્ષ થયાં, તેમ—

(૧) પરબ્રહ્મ શ્રી નારાયણનો શ્રી સ્વામિનારાયણરૂપે અવિર્ભાવ સં. ૧૮૩૭ ના ચૈત્ર શુદિ ૯ ના દિને થએલ હોવાથી, તેને આજે વર્ષ ૧૪૭-૧-૮ થયાં.

(૨) તેમણે સ્વજનનો પરિત્યાગ સં. ૧૮૪૯ ના અષાડ શુદિ ૧૦ ના દિવસે એટલે કે પોતાની વ. ૧૧–૩–૧ ની અવસ્થાએ કરેલ હોવાથી, તેને આજે વર્ષ ૧૩૭-૧૦-૭ થયાં;

(૩) વન વિચરણ કરતાં, વર્ણી વેષે–તપસ્વી વેષે સૌરાષ્ટ્રમાં પ્રથમ પ્રવેશ કરી ગિરનારની પવિત્રતાનો સ્વપાદસ્પર્શથી પુનરોદ્ધાર સં. ૧૮૫૬માં કરેલ હોવાથી તેને આજે વર્ષ ૧૨૮ થયાં.

(૪) તેમના ગુરૂએ પીપલાણા ગામમાં તેમને મહાદીક્ષા સં. ૧૮૫૭ ના કારતક શુદિ ૧૧ ના દિવસે આપેલ હોવાથી, તેને આજે વ. ૧૨૭–૬–૬ થયાં.

(૫) તેમના ગુરૂએ જેતપુર ગામમાં તેમને પટ્ટાભિષેક સં. ૧૮૫૮ ના કારતક શુદિ ૧૧ ના દિને કરેલ હોવાથી, તેને આજે વર્ષ ૧૨૬–૬–૬ થયાં, અને

(૬) આ પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીએ આ પૃથ્વી ઉપર વર્ષ ૪૯–૨–૧ સ્વતંત્રતાથી નર–નાટક ખેલી, વ. ૨૮–૬–૨૯ માં ઉદ્ધવ સંપ્રદાયનો વિસ્તાર કરી, સ્વેચ્છાથી સં. ૧૮૮૬ ના જેઠ શુદિ ૧૦ મીએ અંતર્ધ્યાન થએલ હોવાથી તેને આજે વર્ષ ૯૭–૧૧–૭ થયાં.

---

૧. પરમાત્મા નર-વિગ્રહ ધારે છે; ત્યારે તેમની સર્વ ચેષ્ટા મનુષ્ય સદશ હોય છે

આજનો દિવસ પાટોત્સવનો છે, એટલે હવે તે વિચારપર આવીએ. પાટોત્સવ એટલે શું ? પાટનો અર્થ સિંહાસન અથવા રાજ્યાસન એવો થાય છે; અને ઉત્સવ એટલે દેવની પ્રતિમાને સિંહાસનપર સ્થાપવા નિમિત્તે આનંદ યુક્ત મંગળમય ક્રિયા તેથી દેવને માટે નિર્મિત કરેલ મંદિરમાં સિંહાસનપર દેવની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવી તે પાટોત્સવ અથવા પ્રતિષ્ઠોત્સવ કહી શકાય. તેનો સ્મારક દિવસ પ્રતિવર્ષ આવે ત્યારે તે નિમિત્ત જે ઉત્સવ કરવો તે વાર્ષિક, દસ વર્ષે કરવામાં આવે તે દશ વાર્ષિક, ૫૦ વર્ષે કરવામાં આવે તે પંચદશ વાર્ષિક અથવા અર્ધશત વાર્ષિક અને સો વર્ષે કરવામાં આવે તે શતવાર્ષિક પાટોત્સવ કહી શકાય.

શ્રીમાન્ ગૃહસ્થો પોતાના જન્મદિવસે ઉજવણી કરે છે તેને જન્મગાંઠ કહેવામાં આવે છે, તેવીજ રીતે દેવની પ્રતિમાઓની વૈદિક મંત્રોદ્વારા પ્રાણ પ્રતિષ્ઠા થવાથી, તેમાં દેવનો સાક્ષાત્ અવિર્ભાવ થાય છે, તેથી તે દિવસને દેવની જન્મગાંઠનો દિવસ કહી શકાય, પણ વિશેષતઃ જન્મગાંઠને બદલે પાટોત્સવ શબ્દનો પ્રયોગ, દેવની બાબતમાં કરવામાં આવતો હોય એમ જણાય છે.

આપણા સંપ્રદાયના મંદિરોમાં પ્રતિવર્ષ પાટોત્સવ ઉજવવામાં આવતો નથી, પરંતુ તેના બદલે પ્રતિવર્ષ અમૂક દિવસે સત્સંગીઓનો મોટો સમૂહ એકત્ર થઇ, પાટોત્સવથી ભિન્ન પ્રકારે, દેવનાં દર્શન, સંત–સમાગમ, વિગેરે દ્વારા આનંદનો લ્હાવો લે છે, જેને " સમૈયો " કહેવામાં આવે છે.

અવતારી શ્રી સ્વામિનારાયણે જે જે મંદિરો બંધાવી તેમાં મૂર્તિઓની સ્વહસ્તે પ્રતિષ્ઠા કરી તે પૈકી અમદાવાદ, ભૂજ, વરતાલ, ધોલેરા, જુનાગઢ, અને ગઢડા એ છ ગામોનાં મંદિરો મુખ્ય છે.

આજ સુધીમાં, નીચે દર્શાવેલાં મંદિરોમાં પધરાવેલા દેવોનો શત-વાર્ષિક પાટોત્સવ ક્રમશઃ ઉજવાઇ ગયો છે.

(૧) અમદાવાદના મંદિરમાં શ્રી નરનારાયણ સં. ૧૯૭૮ ફા. શુ. ૩
(૨) ભૂજના મંદિરમાં શ્રી નરનારાયણ સં. ૧૯૭૯ વૈ. શુ. ૫
(૩) મૂલીના મંદિરમાં શ્રી રાધાકૃષ્ણ સં. ૧૯૮૦ મહા શુ. ૫
(૪) વરતાલના મંદિરમાં શ્રી લક્ષ્મીનારાયણ–સં. ૧૯૮૧ કા. સુ. ૧૨
(૫) ધોલેરાના મંદિરમાં શ્રી મદન–મોહન–સં. ૧૯૮૨ વૈ. સુ. ૧૩
(૬) ધોલકાના મંદિરમાં શ્રીકૃષ્ણ–બલભદ્ર–સં. ૧૯૮૩ વૈ. સુ. ૧૩
(૭) ખંભાતના મંદિરમાં શ્રીહરિકૃષ્ણ મહારાજ–સં. ૧૯૮૪ ફા. સુ. ૨

એ મંદિરોના દેવોનો શત–વાર્ષિક પાટોત્સવ યોગ્ય અવસરે સમાપ્ત થયો, અને ગઢપુરમાં શ્રી ગોપીનાથજી મહારાજનો પ્રતિષ્ઠોત્સવ સં. ૧૯૮૪* આસો સુદિ ૧૨ ના દિવસે થશે.

અહીંના શ્રી રાધારમણ આદિ દેવોના શત વાર્ષિક પાટોત્સવનો પરમ મંગલમય અને દુર્લભ દિવસ આજે જેને પ્રાપ્ત થયો છે, તેમણે પોતાનાં અહો ભાગ્ય માનવાં જોઇએ.

આજે સંત, હરિજન,–સ્ત્રી પુરૂષો, આ બાલવૃદ્ધ સર્વે જે અહીં હાજર થએલ છે, તેમણે કદાપિ એમ નહીં ધાર્યું હોય કે આપણા પરમગુરૂ, આપણા ઇષ્ટ દેવ પૂર્ણ પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીએ ૧૦૦ વર્ષ પૂર્વે, જે મૂર્તિઓની પ્રતિષ્ઠા, અનેક જીવોના ઉદ્ધાર માટે, સ્વહસ્તે કરી છે, જે મૂર્તિઓને પોતે આરતી કરી છે, તથા જે મુર્તિઓને પોતે વ્હાલથી ભેટયા છે, તે મુર્તિઓની પ્રતિષ્ઠાનો મહોત્સવ ઉજવવાનો આજનો મહા પવિત્ર અને અમુલ્ય દિવસ આપણને પ્રાપ્ત થશે !!

સો સો વર્ષ પૂર્વે જે સ્થળે સાક્ષાત્ પુરૂષોત્તમ નારાયણ તથા તેમના એકાંતિક પાર્ષદો વિચરતા હતા, તથા મુર્તિઓની સ્થાપનાનો મહોત્સવ કરતા હતા, તે સ્થળે આજે ધ૦ ધુ૦ આચાર્યશ્રી શ્રીપ્રતિપ્રસાદજી મહારાજ તથા સદ્‌ગુરૂ સંતો વિચરી મહોત્સવ કરી રહ્યા છે, તેનાં દર્શન મહિમા પૂર્વક કરવાનો જેને અપૂર્વ અવસર પ્રાપ્ત થયો છે, તેનો જન્મ ધન્ય લેખવો જોઇએ.

આ પ્રતિષ્ઠાનું વર્ણન, પ્રતિમાઓ તથા સ્થાનના મહિમા સાથે. શ્રી હરિલાલ કલ્પતરૂના દશમ સ્કંધના અધ્યાય ૩૮ તથા ૩૯ માં, શ્રી હરિલીલામૃતમાં, પુરૂષોત્તમ પ્રકાશમાં, અને પુરૂષોત્તમ ચરિત્ર વિગેરે ગ્રંથોમાં ઉતમ રીતે કરવામાં આવ્યું છે.

આ મંદિર બંધાવતી વેળાએ તે કામમાં સામેલ રહેનાર પુરૂષોની, કોટિજન્મથી વજ્રલેપ થએલ વાસનાનો નાશ કરવા, તથા તેના જામીન થવા પોતે શ્રીહરિ સહજાનંદ સ્વામીએ વચન આપ્યું હતું. અને મંદિર તૈયાર થતાં, મૂર્તિઓની પ્રતિષ્ઠા થયા પછી, શ્રીહરિએ એવી આજ્ઞા કરી હતી કે પ્રત્યેક ત્યાગીએ પ્રતિવર્ષ ૧ માસ પર્યંત આ મંદિરમાં આવી વસવું. આવી રીતે આ સ્થાનનો મહિમા સર્વોત્કૃષ્ટ છે.

* હાલારી વર્ષની ગણત્રીએ સં. ૧૯૮૫ ગણાય.

## પ્રતિમાઓ સ્થાપવાનો હેતુ.

આ સંપ્રદાયમાં ઉપાસના એ આત્યંતિક કલ્યાણ–અપુનર્ભવ મુક્તિને માટે મુખ્ય સાધન માનવામાં આવ્યું છે. સાધન દશામાં જ ઉપાસના આવશ્યક છે એટલું જ નહીં, પરંતુ પરમાર્થ દશામાં પણ ઉપાસનાનું સૂત્ર વિસરી જવાતું નથી. કારણ કે પરબ્રહ્મના સ્વરૂપનો બ્રહ્મસ્વરૂપે, સ્વામી–સેવક ભાવે, અનુભવ કરવો એજ એક કર્તવ્ય મુકત પુરૂષોને, પંચભૂતના શરીરના ત્યાગ પછી રહે છે. આદિ, મધ્ય અને અંતમાં પણ ઉપાસના જ છે, ઉપાસનાનો અને પરબ્રહ્મના મહિમાનો અંત નથી, તેનો અવધિ નથી. ઉપાસના એટલે બ્રહ્મ–તેજના મધ્યમાં પરબ્રહ્મ સદાકાળ સાકાર સ્વરૂપે વિરાજે છે, એવી નિષ્ઠા અને એવી નિષ્ઠા પૂર્વક બ્રહ્મ-ભાવથી અતિ સ્નેહવડે પરબ્રહ્મને ભજવા તે "ભકિત" એ ભકિતની સતત્ પુષ્ટિ થવા માટે, પરમાત્મા શ્રી સ્વામિનારાયણે, મુર્તિઓનું સ્થાપન કર્યું છે.

સાધન–દશાની સમાપ્તિમાં ઉપાસના અનાવશ્યક છે, એ મંતવ્ય આ સંપ્રદાયમાં સર્વથા ત્યાજ્ય છે. સિદ્ધ પુરૂષને સમાધિકાળમાં–સ્વ–શરીરનું ભાન ન રહેવાથી, જેમ શરીરના સર્વ વ્યવહારો બંધ થાય છે, તેમ ભલે સ્વારાધ્ય ભગવત સ્વરૂપનું પણ તેને ભાન ન રહેવાથી તેનું નિત્ય–પૂજનાદિક કર્મ બંધ રહે, પણ તેથી તેને પ્રતિમાની જરૂર નથી રહેતી, અથવા ઉપાસના અનાવશ્યક છે એમ કહી શકાતું નથી. કારણ કે તેને સમાધિકાળમાં સ્વાત્મ–પ્રકાશમાં પરબ્રહ્મના સાકાર સ્વરૂપનું દર્શન થાય છે. અને સ્વાત્માથી અત્યંત અધિક પરમાત્મ સ્વરૂપના સુખનો અનુભવ થાય છે. અને સમાધિમાંથી જાગૃત થયા પછી જેમ સ્વશરીરનો વ્યવહાર શરૂ થાય છે, તેમજ સ્વારાધ્ય ભગવત્સ્વરૂપના દર્શનાદિકની પણ પ્રથમની પેઠેજ શરૂઆત થાય છે.

પંચભૂતના શરીરના પરિત્યાગ પછી મુકતાવસ્થામાં બ્રહ્મશરીર પ્રાપ્ત થવાથી તે શરીર વડે મુકત પુરૂષ, પરબ્રહ્મની ઉપાસના–ભકિત કરે છે. એવો અનુભવ અનેક યોગ સમાધિનિષ્ઠ પુરૂષોએ અનેકશઃ કર્યાનાં અનેક વચનો સંપ્રદાયના ગ્રંથોમાં પ્રસિદ્ધ છે, અને તે વિષય સર્વથા શાસ્ત્ર સંમત છે.

ત્યાગવૃત્તિના ભોગે, ઉપાસનાનો આ માર્ગ ભગવાન શ્રી સ્વામિનારાયણે પ્રવર્તાવ્યો છે. ઉપાસના મૂલક પ્રતિમાઓ છે, જેને અંગે મહામંદિરો,

અને મંદિરોના આશ્રયે રહેલા ત્યાગી વર્ગના નિવાસ માટે ધર્મશાળાઓ છે; અને તે સર્વને અંગે વ્યાવહારિક યોજના પણ સ્વાભાવિક છે. પ્રતિમાઓમાં દેવોનો સાક્ષાત્ નિવાસ હોય છે. અને તેમની સેવા, અક્ષર બ્રહ્મનિવાસી પુરૂષોત્તમ નારાયણ શ્રી સહજાનંદ સ્વામી અંગીકાર કરે છે. તેવી ઉત્કૃષ્ટ સેવાને માટે ઉપયોગી સમગ્ર વ્યવહાર સાચવતાં, ત્યાગવૃત્તિનું સર્વથા પોષણ કરવાનું હોય છે.

આવું અંતર્ગત રહસ્ય સમજ્યા સિવાય કેવળ બાહ્યદૃષ્ટિથી નિરીક્ષણ કરનાર માનવીઓને અસંતોષ રહે એ કાંઇ અસ્વાભાવિક નથી.

## પ્રકરણ ૨ જું.

### સં. ૧૮૫૬ થી સં. ૧૮૮૬

**स्वामिनारायणं कृष्णं भक्तिधर्मात्मजं भुवि ।**
**प्रादुर्भूतमहं वन्दे पातुं सद्धर्ममासुरात् ॥**

**અર્થ:**—અસુરોથી સદ્ધર્મનું રક્ષણ કરવા માટે પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવને પામેલા ભક્તિધર્મના પુત્ર શ્રીકૃષ્ણ સ્વામિનારાયણ પ્રભુને હું નમસ્કાર કરૂં છું.

અવતારી પુરૂષોત્તમ શ્રીસહજાનંદ સ્વામીએ સં. ૧૮૫૬ માં સૌરાષ્ટ્રભૂમિમાં પ્રવેશ કર્યો, ત્યારથી સં. ૧૮૮૬ ની સાલ સુધીનાં ૩૦ વર્ષોમાં તેમણે આ શહેરમાં પધારી જે જે કાર્યો કર્યા છે, તેનું સંક્ષિપ્ત રીતે અવલોકન કરીએ.

પૂર્ણ ૭ સાત વર્ષની ઉગ્ર તપશ્ચર્યા કરી ૧૯ વર્ષની અવસ્થાએ તેમણે ગિરનારની રમણીય ભૂમિમાં પ્રવેશ કર્યો.

### રાધાડેરીમાં સિંહને સમાધિ.

સર્વ યોગ કલાના નિધિરૂપ આ યોગિરાજે દામોદર કુંડમાંથી વહેતા પ્રવાહના કાંઠા ઉપર આવેલ એક [1] ડેરીમાં નિવાસ કર્યો. સિંહ, વ્યાઘ્રાદિ હિંસક

૧. રાધાડેરી નામથી પ્રસિદ્ધ છે.

પ્રાણીઓનો ભય રહેતો હોવાથી આ સ્થાનમાં રાત્રીએ નિવાસ ન કરવો એવી સ્પષ્ટ સૂચના પૂજારીએ આપ્યા છતાં, તેમણે ત્યાં ત્રણ રાત્રી વ્યતીત કરી. તે નિર્જન સ્થાનમાં નિવાસ કરવો એ એમને દુર્ઘટ ન હતું. મહા અરણ્યમાં સાત સાત વર્ષ પર્યંત એકાકી વિચરી ઘોર તપ કરનાર આ તપસ્વીને આ સ્થાનમાં રાત્રી વ્યતીત કરવી એ રમત હતી. પૂજારીના કહેવા પ્રમાણે રાત્રીએ એક વનરાજ ત્યાં આવી ચડ્યો. સર્વનિયંતા પરબ્રહ્મ સ્વયં આ યોગિરાજ હતા. બ્રહ્માંડકોટિના જીવેશ્વરાદિનાં નાડી-પ્રાણ આ વર્ણિરાજના હાથમાં હતાં. તેની આગળ આ એક પ્રાણીનો શો હિસાબ ? જેના ભ્રકુટિ-ભંગ માત્રમાં બ્રહ્માંડ સમૂહોનો વિલય થાય, તેવા આ યોગિરાજ નારાયણે તે સિંહનાં નાડી-પ્રાણનું આકર્ષણ કર્યું, તેને સમાધિ થઇ. એક બાજુ બ્રહ્મધામ નિવાસી આ નર-પ્રભુ અને બીજી બાજુ પાષાણના સિંહની પેઠે સ્થિત થએલો આ વનરાજ! બંનેએ એકજ સ્થિતિમાં રાત્રી પસાર કરી. પ્રાતઃકાળમાં પૂજારીએ આવી આ દૃશ્ય પ્રત્યક્ષ જોયું. યોગિરાજની અનુલોમ દૃષ્ટિથી વનરાજ ચલાયમાન થયો. અને પ્રણામ કરતો વન તરફ ચાલ્યો ગયો. આ બનાવ ત્રણ રાત્રી સુધી બન્યો હતો.

### ગિરનાર-ગમન.

વર્ણિવેષ આ પ્રભુએ ત્યાંથી ગિરનાર તરફ પ્રયાણ કર્યું. વચ્ચે ભગવાન દામોદરજીનાં દર્શન કર્યાં. દામોદરજીના પૂજારીએ આ વર્ણીમાં એક અદ્ભૂત ચમત્કૃતિ જોઇ. તેણે એક બાજુ સ્વારાધ્ય દામોદરજીનું સ્વરૂપ જોયું, અને બીજી તરફ આ વર્ણીને દામોદરરૂપે જોયા. આવી રીતે પોતાની સમક્ષ દામોદરજીનાં બે સ્વરૂપ એકજ ક્ષણે જોવાથી તે આશ્ચર્યમુગ્ધ બન્યો.

સં. ૧૮૫૬ ની સાલ સૌરાષ્ટ્રની તવારીખમાં નોંધવા યોગ્ય છે. કારણ કે અવતારી શ્રીનારાયણે આ પૃથ્વીપર જન્મ ધરી, આ વર્ષમાં ગિરનારને પ્રથમજ પાદ સ્પર્શ કર્યો હતો. તેમણે ગિરનારપર જઇ ગૌમુખીના પૂજારીને વામન સ્વરૂપે દર્શન આપ્યું. અને દત્તાત્રયની ટુંક પર જઇ ત્યાંના પૂજારીને દત્તાત્રયરૂપે દર્શન આપ્યું.

### ગોધાવાવ પાસે થએલ અપમાન.

મનુષ્યાકારે વિચરતા અવતારી પરબ્રહ્મમાં મનુષ્ય સદૃશ અલ્પતા પણ હોય છે. તેમને વિષે રહેલી દિવ્ય ચમત્કૃતિથી થતાં કાર્યો સર્વ મનુષ્યને આશ્ચર્યજનક થાય છે. પરંતુ તે જ્યારે પ્રાકૃત-મનુષ્યભાવ પ્રગટ કરે છે, ત્યારે તો કેવળ ભક્તોનેજ તેમાં આનંદ થાય છે; અભક્તોને તેમાં મોહ

થાય છે. અને આવી રીતે ભગવાનનાં માનુષીય ચરિત્રોમાં મોહ થાય તેજ તેની માયા કહેવાય છે. સીતાજીના હરણ સમયે પ્રભુ શ્રીરામ અસમર્થ બન્યા, અને પ્રાકૃત મનુષ્યવત્ વિલાપ કર્યો. અર્જુનને વિરાટ સ્વરૂપ દર્શાવનાર પ્રભુ શ્રીકૃષ્ણ યુદ્ધમાંથી પલાયન થઇ દ્વારિકા આવી વસ્યા. તેમ આ વર્ણિવેષ શ્રી નારાયણ ગિરનારથી ઉતરી, ગોધાવાવ પાસે આવતાં, ત્યાં બ્રાહ્મણોની ભોજન પંક્તિની સાથે જમવા બેસતાં, ત્યાંથી ત્રણ વખત તિરસ્કાર પૂર્વક દૂર કરવામાં આવ્યા. ક્ષુધાતુર થએલ આ વર્ણી ત્યાંથી ચાલી શ્રીહાટકેશ્વર મહાદેવના દેવાલયમાં દર્શને આવ્યા. અહો, કેટલું આશ્ચર્ય ! અનેક બ્રહ્માંડોનો નાથ અને પોષક, આ પ્રમાણે ક્ષુધાતુર બને છે, અને તુચ્છ પ્રાણીઓનાં અપમાન સહે છે !

શહેર નિવાસી એક નાગર સન્નારી પાંચુ બાઇએ ભોજન લાવી આપતાં તે જમ્યા, અને ત્યાર બાદ મહાદેવના પૂજારીપર પ્રસન્ન થતાં, તેને કેટલીક સોના મહોર બક્ષીસ આપી.

## લોજ પ્રત્યે ગમન.

આ વખતે તેમને જુનાગઢમાં વિશેષ રહેવાનું કારણ ન હતું, હજી તેમને મોક્ષના રાજમાર્ગરૂપ ઉદ્ધવ સંપ્રદાયની જયધ્વજા ફરકાવવાની હતી.

તેઓ શીઘ્રતાથી લોજ જઇ, ત્યાં થોડો સમય રહી, ઉદ્ધવાવતાર સ્વામી શ્રીરામાનન્દને પીપલાણા ગામે જઈ મળ્યા, અને તેમના શિષ્ય બની, વૈદિક ગુરૂપરંપરાનો માર્ગ સ્વીકાર્યો.

તેઓ કેવળ તપશ્ચર્યા કરવા જન્મ્યા નહોતા. તપશ્ચર્યા તેમને અત્યંત પ્રિય હોવાથી, તથા તપશ્ચર્યાનો પાઠ જનસમાજની સમક્ષ મૂકવાનો હોવાથી અનેક જીવોનો ઉદ્ધાર કરતાં તેમણે વન-વિચરણ કર્યું. પરન્તુ સ્વભક્તોને પોતાના પૂજનાદિકનો આનંદ આપવાનું, તથા પૂર્વે કૃષ્ણાવતારમાં શ્રીઉદ્ધવને જે એકાંતિક ધર્મનો બોધ આપ્યો હતો, તેનો અનેક જનોને બોધ આપી તેમનાં કારણ શરીરનો સમૂળ નાશ કરવા માટે તેમનું આ પૃથ્વીપર આગમન હતું. જનસમૂહમાં રહ્યા સિવાય તે બને તેમ નહીં હોવાથી, તેમણે વર્ણિવેષનો ત્યાગ કર્યો, અને સ્વભક્તોને પ્રિય પોશાક ગ્રહણ કરી વિચરવા લાગ્યા.

## જુનાગઢમાં આગમન-દબદબા ભરેલી સ્વારી.

એક વખત ભગવાન શ્રી સ્વામીનારાયણ ધોરાજીથી જુનાગઢ પધાર્યા

હતા. શહેરમાં આવતાં પહેલાં સોનરખ નદીના કાંઠે આમલીનાં વૃક્ષોના વૃંદમાં પડાવ નાંખ્યો હતો. શહેરમાં તે વખતે પંચાળાના દરબારશ્રી ઝીણોભાઇ, દાદોભાઈ, ગગોભાઇ, ઉમેદસિંહ, નવલસિંહ વિગેરે રાજપુત્રો; રામજીભાઇ, માણેકલાલ મહેતા, ભીમજીભાઇ, અંબાશંકર, રૂપશંકર, જટાશંકર. શીવશંકર, માધવરાય વિગેરે નાગર ગૃહસ્થો; શેઠ [1]મંગળજીભાઇ, શેઠ ચાંપશી, ઘડીયાળી દેવરામ, નારણજીભાઇ, ભાટીયા ગોકળદાસ, દામોદર, લખમણ, હીરો[2] લુવાર, માનસિંહ બારોટ વિગેરે વૈશ્ય ભકતો હતા. બાબી વંશભૂષણ, જુનાગઢ રાજ્ય શિરતાજ, નવાબ સાહેબ બહાદૂર હામદખાનજી ૧ લા રાજ્યાસનપર વિરાજતા હતા.

ભગવાન શ્રી સ્વામીનારાયણે સર્વ વર્ણનાં મનુષ્યોને સ્વાશ્રિત બનાવ્યાં હતાં; તેમાંના કેટલાક ગૃહસ્થ ધર્મનું પાલન કર્યું, અને કેટલાકે તે ઉચ્ચ આર્યપથનો પરિત્યાગ કરી તેની પાછળ ભેખ લીધો હતો. ગૃહસ્થ ધર્માવલંબી રાજપુત્રો, તેમના વિયોગથી થતા વિરહનું દુઃખ અસહ્ય થતાં, યથાવકાશ તેમના સાંનિધ્યમાં આવી રહેતા અને સમગ્ર જગતના કવચ રૂપ તે નર–પ્રભુના અંગરક્ષક તરીકે તેમની સાથે સર્વત્ર વિચરતા.

શ્રીહરિ પોતે સારા ઘોડેસ્વાર હતા. ઘોડાપરની સ્વારી, એ તેમની ઘણી કળાઓ માંહેની એક કળા હતી. તે પોતાની સાથે એક ઘોડી રાખતા. જેનું નામ માણકી[3] હતું. તેમની મનોહર મૂર્તિમાં મુગ્ધ બનેલા રાજપુત્રો તેમની સાથે પોતાનાં ઘોડાં ખેલાવતા.

૧. હાલ તેમના પૌત્ર શેઠ વૃંદાવનદાસ સારા સત્સંગી છે.

૨. તેમના વંશમાં હાલ એક ત્રિકમજી નામના ભક્ત છે.

૩. ભગવાન શ્રી સ્વામિનારાયણ અંતર્ધાન થયા પછી આ ઘોડીએ વિરહના દુઃખથી ઝુરી ઝુરીને ૧૫ દિવસમાં પ્રાણનો ત્યાગ કર્યો હતો. તેણે ન લીધો ખોરાક કે ન લીધું પાણી. તેના સ્વાર મનુષ્ય ન હતા. તે અપ્રાકૃત ધામના સ્વામી હતા. તેના વિયોગે થતા વિરહની શાંતિને માટે એક દિવસ આદિ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ, શ્રીહરિ પહેરતા તે પોશાકમાં, તેનાપર સ્વારી કરી ખેલાવવા જવાના ઇરાદાથી, તે ઘોડી પાસે ગયા. અને જોતાં માલુમ પડયું કે ઘોડી ઉપર પરમાત્મા શ્રી સ્વામિનારાયણ દિવ્ય દેહે આવી વિરાજતા હતા. આચાર્યશ્રી દિઙ્મૂઢ બની, શ્રી હરિ તથા તે ઘોડીનો મહિમા સમજતા પાછા ફર્યા. (આ બનાવ શ્રી સ્વામિનારાયણ ભગવાન અંતર્ધ્યાન થયા પછી પંદર દિવસની અંદરનો છે, તે લક્ષમાં રાખવું.)

જગતમાં બે પ્રકારનાં પ્રાણી હોય છે,–એક દૈવી સંપત્તિ યુકત અને બીજાં આસુરી સંપત્તિ યુકત. જુનાગઢ શહેરમાં તે નિયમનો અપવાદ ન હોઇ શકે. આસુરી સંપત્તિ યુકત પ્રાણીઓને અન્યનો ઉત્કર્ષ અસહ્ય થઇ પડે છે, તેથી તેવા કેટલાકને ભગવાન શ્રી સ્વામીનારાયણનું આગમન ન ગોઠયું. તેમણે નામદાર નવાબ સાહેબના દીલમાં એવું ઠસાવ્યું કે શ્રીસ્વામીનારાયણ રાજકીય પુરૂષ છે. તેમની સાથે હથિયાર બંધ કેટલાક ઘોડેસ્વારો છે. તે મોટા જાદુગર પણ કહેવાય છે. તેમનું આગમન રાજા–પ્રજા ઉભયને હિતકારક નહીં થાય, માટે તેમને શહેરમાં આવતા અટકાવવા જોઇએ.

બીજી તરફથી દરબારશ્રી ઝીણાભાઇ અને નાગર ગૃહસ્થ રામજીભાઇ આદિ કેટલાક ભકતો, તે વખતના દીવાન સાહેબ પાસે ગયા. તેમણે આ ગૃહસ્થોની વિનંતી કાને ન ધરી. તેથી તેઓ નામદાર સરકાર પાસે ગયા. તેમના દીલમાં પ્રભુ વસતા હતા, તેમણે આ ગૃહસ્થોની વિનંતિ સ્વીકારતાં કહ્યું કે "જો શ્રી સ્વામીનારાયણ ખુદા હે તો ઉનકું શહેરમાં જરૂર આને દો. ખુદા ઓર ફકીરકા દીયા મેં રાજ્ય કરતા હું." આ પ્રમાણે પરવાનગી મળતાં, શ્રી સ્વામીનારાયણ ભગવાન દબદબા ભરેલી સ્વારીએ, વજેવડી દરવાજાથી દાખલ થઈ; દરબાર ચોકમાં આવી પહોંચ્યા. માર્ગમાં કોઇ ભકતે "કાકડી" અર્પણ કરી. રાજકીય પોશાકમાં સજ્જ થએલા પોતાની પ્રિય માણકી ઘોડીપર આરૂઢ થએલા, લાવણ્યતાથી ભરપૂર આકૃતિ હોવાથી સર્વજનોના ચિત્તની વૃત્તિનું સ્વસ્વરૂપમાં આકર્ષણ કરનાર આ નર નાટકધારી પૂર્ણ પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીએ લોક મર્યાદાનું ઉલ્લંઘન કરી, સ્વભકતના પ્રેમથી વશ થઇ, તેજ ક્ષણે "કાકડી"નું ભક્ષણ કરવા લાગ્યા. પ્રેક્ષકોને ભ્રમણા થઇ કે આને પ્રભુ કેમ કહેવાય? નામદાર નવાબ સાહેબ પણ પોતાના રાજ્યભુવનમાંથી આ દશ્ય જોતા હતા; તેને ભ્રમ ન થયો, પણ હર્ષ થયો. તેઓ સદ્વિવેકી હતા. તેઓ બોલી ઉઠયા કે:– "અહા, ખુદા તો એજ કે જેને લોકમર્યાદા નડતી નથી; મનુષ્યને મનુષ્યની લાજ હોય, અલમસ્તને ન હોય."

ધામધૂમથી સ્વારી ઝીણાભાઇના દરબારમાં આવી પહોંચી. દીવાનખાનામાં ઉતારો કર્યો.

## નામદાર નવાબ સાહેબના રાજ્યભુવનમાં પધરામણી.

બાબી બહાદુર નવાબ સાહેબ હામદખાનજીએ ભગવાન શ્રીસ્વામી-

નારાયણનું શહેરમાં આગમન સ્વીકાર્યું એટલુંજ નહીં, પરંતુ તેમણે તેમને પોતાના રાજ્યભુવનમાં પધારવા નિમંત્રણ કર્યું. શ્રી હરિ સહજાનંદ સ્વામી પોતાના પ્રમુખ શિષ્ય મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, તથા ઠાકોરશ્રી ઝીણાભાઇ આદિને સાથે લઇ રાજ્યભુવન પ્રત્યે પધાર્યા, નામદાર સરકારશ્રીએ તેમનું ઉત્તમ પ્રકારે સ્વાગત કર્યું. આ પ્રસંગની એક રમુજી કથા છે. શ્રી હરિને મળેલ સન્માનથી વિઘ્નસંતોષી જનો દાઝ્યા. તેમના અંતરમાં રહેલી દુષ્ટ ભાવનાએ કાંઇક વિઘ્ન નાંખવા તેમને પ્રેર્યા. સરકારશ્રીની સંમતિથી તેમણે એક નરસિંહ પંડયાને શાસ્ત્ર ચર્ચા કરવા બોલાવ્યા. તે અવિદ્વાન્ પરંતુ વાચાળ હતા. મોભ જેવડું પંચાંગ પાઘડીમાં ઘાલી, કપાળે ભસ્મ ચોળી, દેડકા જેવા નાકમાંથી તમાકુને લીધે નીકળતી લીંટ લૂગડે લૂછતા, તમાકુને લીધે દુર્ગંધયુક્ત મુખવાળા, ટુંકડા હાથ અને લાંબા કાનવાળા, સાક્ષાત્ દારિદ્રની મૂર્તિ સમાન અશુદ્ધ ઉચ્ચાર કરતા નરસિંહ પંડયા રાજ્ય કચેરીમાં આવી પહોંચ્યા. સિંહ સમાન નાદ કરનાર, પ્રભાવાન્, પ્રખર પંડિત નિત્યાનંદ મુનિ અને પ્રગલ્ભશાલી શીઘ્ર કવિ બ્રહ્માનંદ મુનિ પાસે આ બિચારા પંડ્યાજીનું શું ગજું ? અલ્પસ્વલ્પ ચર્ચામાં પંડયાજી પંડિતાઇથી બોલ્યા કે ખુદાના માત્ર કદમ પાક છે. બાકી આખું શરીર નાપાક છે. તે સાંભળી બાદશાહ ગુસ્સે થયા, અને તેમને જવાની આજ્ઞા કરી. તદનંતર સભા વિસર્જન થઇ.

## એક ગાંધર્વને સમાધિ–દેવાનંદ સ્વામી.

પરમાત્મા શ્રીસહજાનંદ સ્વામી એકાંતિક ધર્મના પોષક હતા. તેવા ધર્મને આશ્રયે રહેલા પુરૂષોની સભામાં તે એક દિવસ વિરાજતા હતા[1]. ત્યાં કેટલાક ગાંધર્વો તેમના દર્શને આવ્યા, તેમણે તેમની સમક્ષ સપ્ત સ્વરે ગાયન કર્યું. આ ગાંધર્વોમાં એક મુમુક્ષુ હતો, તે શ્રીહરિની દષ્ટિએ આવ્યો. સર્વાંતર્યામીએ તેનું અંતર ઓળખ્યું. તેને કહ્યું કે તમે સંસારમાં રહીને પણ દઢ બ્રહ્મચારી રહ્યા છો. પરંતુ તમને પરબ્રહ્મનું જ્ઞાન નથી તેથી તે વ્યર્થ સમાન છે. જીવ વિનાના શરીર જેવું પ્રભુજ્ઞાન વિનાનું સમગ્ર સદાચરણ છે, પૃથ્વીમાં બીજના આરોપણ સિવાય જળ–સીંચન શ્રમ માત્ર છે, તેમ પરબ્રહ્મના જ્ઞાન વિના સદાચરણ પણ તેવુંજ છે; એટલું કહી તેના ચિત્તની વૃત્તિ ખેંચી સમાધિ કરાવી. સમાધિમાં તેણે બ્રહ્મધામ જોયું, અને

---

૧. મંદિરની ઉત્તર દિશાએ ચોકમાં હાલ ડેરી છે ત્યાં.

તેમાં આ નર–પ્રભુને કોટિ મુક્ત પુરૂષોના મધ્યમાં દિવ્ય સ્વરૂપે નિહાળ્યા. સમાધિમાંથી જાગૃત થતાં તેજ દિવ્યાકૃતિને અહીં મનુષ્યાકારે જોઇ, તેથી તેને નિશ્ચય થયો કે સર્વ કારણ જે પરબ્રહ્મ પુરૂષોત્તમ, જેનો મહિમા વેદ પણ યથાર્થ કહી શકતા નથી, તેજ આ શ્રી સ્વામિનારાયણ છે. પછી તેની વિનંતીપરથી શ્રી હરિએ તેને પોતાના આશ્રિત બનાવી દેવાનંદ નામ આપ્યું. શ્રી હરિના કેટલાક કવિ–શિષ્યો માંહેના આ પણ એક સારા કવિ હતા. તેણે ઉપદેશાત્મક ઘણાં પદો રચ્યાં છે.

## પુરૂષના વેષમાં આવેલી સીદણ.

આજ સ્થળે બીજી કોઇ એક વેળાએ એક આશ્ચર્યકારક બનાવ બન્યો હતો. આપણા સંપ્રદાયના ત્યાગી પુરૂષો સર્વ પ્રકારે સ્ત્રીનો ત્યાગ રાખે છે, એ વાત જગપ્રસિદ્ધ છે. કેટલાંક મૂર્ખ મનુષ્યો આવા ઉચ્ચ નિયમોનો આશય સમજ્યા સિવાય તેની પ્રશંસા કરવાને બદલે તેને નિંદે છે. તેવા કુમતિવાળા જનોએ એક તરકટ રચ્યું. એક સીદણને પુરૂષના વેશમાં ભગવાન શ્રી સ્વામિનારાયણ પોતાના ભક્ત–ત્યાગી પુરૂષોની સભા મધ્યે આ સ્થળે વિરાજતા હતા, ત્યાં મોકલી. આ તરકટ સર્વાંતર્યામી શ્રી સ્વામિનારાયણથી અજાણ નહોતું. તે સીદણને દૂર દૂરથી આવતી જોઇ, શ્રી હરિએ પોતાના ત્યાગી ભક્તોને એકદમ ઉઠી જવાની આજ્ઞા આપી. તે સીદણ આ કૃત્યથી રૂઠી, અને નજીક આવી બોલી કે "ઓ, સ્વામિનારાયણ, એ બધા મારાથી કેમ દૂર જાય છે? એ બધા કયાંથી આવ્યા છે.?" શ્રી હરિએ જવાબ આપ્યો કે–" એ બધા માયાપરના અપ્રાકૃત ભૂમિકામાં વસનારાં દિવ્ય માનવીઓ છે. તેમને માયાનો દુર્ગંધ આવે છે, તેથી તેઓ નાસે છે."

## મતવાદ ખંડન–સત્સંગ શિરોમણી ગ્રંથ.

આજ સ્થળે અનેક મતવાદીઓનો શ્રી હરીએ પરાભવ કર્યો હતો, અનેકને સમાધિ કરાવી હતી. મતવાદીઓ સાથે થએલ ચર્ચાપરથી મુક્તાનંદ સ્વામીએ એક સત્સંગ શિરોમણી ગ્રંથ રચ્યો છે.

## અભિચાર.

એક વખત એવું બન્યું કે કોઇએ અડદ મંત્રી શ્રી સ્વામિનારાયણ ઉપર નાખ્યા, પરંતુ મહાપ્રલયને અંતે પણ જે અવિનાશી રહે છે, તે પરમાત્માને રિપુકૃત અભિચાર શું કરી શકે?

જેની દૃષ્ટિ માત્રથી ભવબંધનમાંથી મુક્તિ મળે તેવા આ સર્વ શક્તિમાન શ્રી સહજાનંદ સ્વામીએ આજ સ્થળે, એક વખતે સાકર વહેંચી હતી. તેને કેટલાંક મનુષ્યોએ જાદુથી મંત્રેલ જાણી ગ્રહણ કરી નહોતી. પામર મનુષ્યોને બંને રીતે અવળું પડે. પ્રભુએ કલ્યાણ પણ શી રીતે કરવું? બદ્ધ જીવોને મુક્ત કરવા સારૂ કરૂણાના નિધિ પરબ્રહ્મ નારાયણ પૃથ્વીપર અવતાર ધારે છે. ત્યારે જો તે પોતાનું સમગ્ર તેજ પ્રકટ કરે તો, એક સૂર્યનો તાપ જેને અસહ્ય થાય છે એવાં અલ્પ પ્રાણીઓ, કોટિ કોટિ સૂર્ય સમ પ્રભાવાન્ એ પરબ્રહ્મનો તાપ કેમ સહી શકે? એ તો ભસ્મીભૂતજ થાય. તેથી એ પરબ્રહ્મ પોતાનાં પ્રકાશ, અને પ્રતાપ આદિ સર્વ સામર્થ્યને નિગૂઢ રાખી મનુષ્ય સદૃશ બને છે. અને મનુષ્યપણાની સાથે કોઇ વખત પોતાનો દિવ્ય પ્રતાપ કે પ્રકાશ દર્શાવે છે. પણ તેનો મર્મ અભક્ત સમજી શકતા નથી. મનુષ્ય સદૃશ ચેષ્ટા કરે ત્યારે શંકા થાય કે એતો અસમર્થ છે, અને દિવ્યતા દર્શાવે ત્યારે શંકા થાય કે એતો જાદુ હશે. એમ બંને પ્રકારે મનુષ્યોને અવળું પડે છે. અને તેથી કલ્યાણનો ઉપાય પ્રાપ્ત કરી શકતા નથી.

## શરદ પૂર્ણિમા—બહુરૂપે રાસક્રીડા

આ મંદિરના ચોકમાં એક શરદ પૂર્ણિમાની મનોહર રાત્રીએ સર્વોપરિ શ્રી સ્વામિનારાયણે પોતાના ભક્તો—સાધુઓ—સાથે રાસક્રીડા[1] કરી હતી, જેનું સૌંદર્ય તેમણે, ભક્તોના પ્રમાણમાં ધારેલ બહુ રૂપમાં રહેલ હતું.

અધોર્દ્ધ પ્રમાણ રહિત સર્વત્ર વ્યાપી રહેલ પોતાના તેજોમય અક્ષર બ્રહ્મધામમાં દિવ્ય પુરૂષાકારે અખંડ વિરાજી, પોતાની અનુપમ અંતર્યામી શક્તિવડે જીવેશ્વરાદિકના નિયંતાપણે અને કર્મફલ પ્રદાતાપણે રહેલ પરબ્રહ્મ પરમાત્મા આ શ્રી સહજાનંદ સ્વામી બહુરૂપ થઇ રાસક્રીડાનો રસ જમાવે એ આશ્ચર્યકારક નથી!

મહા પ્રકૃતિના કાર્ય માત્રનો મહાપ્રલયને અંતે ચારો કરનાર મહાકાળના નિયંતા, અને વેદાન્ત શાસ્ત્રમાં અભોક્તાપણે વર્ણન કરાએલા ભક્તિમાર્ગમાં ભોક્તા બનતા પરબ્રહ્મ શ્રી સ્વામિનારાયણે, એક વખત આ શહેરના પોતાના ભિન્ન ભિન્ન ગૃહસ્થ સત્સંગી ભક્તોની વિનંતિ સ્વીકારી સર્વને ઘેર એક કલાવચ્છિન્ન ભોજન કરવા પધાર્યા હતા. અર્થાત્ સર્વની પ્રસન્નતાને માટે સર્વને ઘેર એકજ ક્ષણે બહુરૂપ ધારણ કરી ભોજન લીધું હતું.

---

૧. શ્રી કૃષ્ણાવતાર સદૃશ રાસ આ અવતારે કર્યો નથી તાત્પર્ય એટલું છે કે આ અવતારે સ્ત્રી—પુરૂષનો વિભાગ કર્યો છે, જેનો મર્મ અન્યત્ર જણાશે.

## પરમ ભક્ત પાંચુબાઇ.

શહેરની નાગર સન્નારીઓમાં પાંચુબાઇ[1] તથા બાઉબાઇ[2] શ્રી સ્વામિનારાયણ ભગવાનનાં પરમ ભક્ત હતાં.

પાંચુબાઇએ અનેકશઃ ઉત્તમ પ્રકારનાં ભોજન બનાવી શ્રી હરિનું સ્વાગત કર્યું હતું.

## પરમ ભક્ત બાઉબાઈ.

બાઉબાઇ વિષેની કથા ચમત્કારી છે. તેમણે એક વખત એવો સંકલ્પ કર્યો કે શ્રી સ્વામિનારાયણ ઇશ્વરાવતાર કહેવાય છે, પણ જ્યારે તે, વિના આમંત્રણે, મારા મનને સંકલ્પ જાણી, મારા ધારેલા દિવસે, મારે ઘેર જમવા આવે તોજ હું તેને પ્રભુ તરીકે સ્વીકારૂં. સર્વાંતર્યામી, સર્વજ્ઞ પ્રભુએ તેમનો સંકલ્પ સત્ય કર્યો. એક દિવસ બાઉબાઇએ મિષ્ટ પકવાન્નો બનાવી તૈયાર કર્યાં, ભોજન સમયે સમગ્ર તૈયારી કરી, રાહ જોતાં ઘરને આંગણે બેઠાં; બીજી તરફથી શ્રી હરિ પણ તેમને ઘેર જવા તૈયાર થયા. સાથે લીધેલા શિષ્યો પણ વિસ્મિત થયા. અરે, વિના આમંત્રણે જમવા કોણ આપશે ? શ્રી હરિ તેમને ઘેર જઇ પહોંચ્યા. બાઇએ ગરમ પાણી આપ્યું, તેનાથી સ્નાન વિધિ કરી, ભોજન લેવા બેઠા. પૂર્વથી કરેલી સંપૂર્ણ સામગ્રીથી તથા તેમના પ્રેમથી શ્રી હરિ અતિ પ્રસન્ન થયા અને કોઇ પણ પ્રકારનું અભયદાન માગવાનું કહેતાં, બાઇએ માગ્યું કે "મારા ૭ પુત્રો પૈકી, અત્યારે માત્ર ૪ પુત્રો, જેમનાં નામ રૂપશંકર, શિવશંકર, જટાશંકર અને માધવરાય, જે હયાત છે, તે સર્વનું કલ્યાણ થાય" શ્રી હરિએ ઉત્તર આપ્યો કે તે ૪ પુત્રો જ નહી પણ તમારી ૨૧ પેઢીનું કલ્યાણ થશે, એવો મારો આશીર્વાદ છે. ધન્ય છે, તે સન્નારીને કે જેણે લૌકિક વિષય સુખની સ્પૃહા ન કરી.

## ગોકળદાસ ભાટીઆની માની બ્રહ્મરૂપ સ્થિતિ અને મુંઝવણ.

મુમુક્ષુતાનું અદ્‌ભૂત દૃષ્ટાંત આપણે જોયું. હવે પામરતાનું એક દૃષ્ટાંત લઇએ. આ શહેરમાં એક ગોકળદાસ નામે ભાટીઓ ભગવાન શ્રી સહજાનંદ

---

૧. નાગર ગૃહસ્થ દુર્ગાદાસ (ઉર્ફે "ગગલ" જેના ભાઇનું નામ "ગોટી" હતું) નાણાવટીનાં માતુશ્રી થાય. આ "ગગલ" ભાઈના પુત્ર વૈદ્ય છોટાલાલ શ્રીહરિના ભાવિક ભક્ત છે.

૨. નાગર ગૃહસ્થ અંબાશંકર કોકાણીનાં ધર્મપત્ની જેના પવિત્ર અને વિસ્તૃત કુટુંબમાં હાલ રા. પ્રભુદાસ વકીલ તથા રા. નવનિધરામ આદિ સુજ્ઞ પુરુષો છે.

સ્વામીનો આશ્રિત હતો, પરંતુ તેની માને તેમનો અતિ અભાવ હતો. તેના હૃદયમાં એવું ઠસેલું હતું, કે શ્રી સ્વામિનારાયણ મોટા જાદુગર છે. અને જે કોઇપણ પ્રાણી તેને જૂએ છે, તેને તેનો વળગાડ ચોટે છે. એક વખત આ ગોકળદાસે પોતાના ઇષ્ટદેવને પોતાના ભુવને ભોજન લેવા નિમંત્રણ કરતાં તેઓ આવ્યા. શ્રી હરિનું આગમન જાણી ડોશીએ એક ઓરડામાં સંતાઇ કમાડ બંધ કર્યાં. તેની માન્યતા પ્રમાણે તે શ્રી હરિનું મુખ જોતાં ડરતી હતી. શ્રી હરિએ આવી પવિત્ર બ્રાહ્મણે તૈયાર કરેલ ભોજન–પાન આદિ સ્વીકાર્યું. પછી તેઓ પોતાના ઉતારે જવા તૈયાર થયા. ઘરની બહાર નીકળી થોડા કદમ ચાલ્યા ત્યારે ડોશીએ ઓરડાનાં બાર ખોલી જોયું અને શ્રી સ્વામિનારાયણ ભગવાને મુખ ફેરવી પાછું જોયું. આવી રીતે બન્ને ક્રિયા એકજ ક્ષણે થવાથી ડોશીથી તેમનું આખું સ્વરૂપ સહજ જોવાઇ ગયું, અને તે સમગ્ર આકૃતિ નખ-શિખા પર્યંત ડોશીના હૃદયમાં ખડી થઇ. દષ્ટિપથમાં પણ તે આકૃતિજ દેખાય જ્યાં જુએ ત્યાં "સ્વામિનારાયણ" બીજું કાંઇ પદાર્થજ દેખાય નહી. પણ ડોશી તેની અધિકારી નહોતી. તે મુંઝાણી ઘણા ઉપાયો કરે, પણ મૂર્તિ નજર આગળથી ખસે નહીં. અહા, પામરતાની અવધિ!! મહાયોગિઓને પણ જે પરબ્રહ્મ નારાયણનું આવી રીતે અખંડ દર્શન થવું એ દુર્લભ છે, તેને દૂર કરવાનો આ ડોશીએ પ્રયત્ન કર્યો! મુમુક્ષુને મુમુક્ષુ મળે છે, અને પામરને પામર મળી રહેલ છે. એક પામર પ્રાણીની સલાહથી તેણે ડુંગળી, લસણ અને તમાકુ આદિ અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ શરૂ કર્યું, અને ભગવાન શ્રી સ્વામિનારાયણ સહજમાં તેના દષ્ટિપથમાંથી અદ્રશ્ય થયા.

## શ્રી નરસિંહ મહેતાની જગ્યાએ દર્શાવેલ ચમત્કાર.

પૂર્વે થએલ અવતારો, અવતારી શ્રી સ્વામિનારાયણથી પ્રથક્ નહોતા[1] સમગ્ર અવતારો તેમનાજ થયા છે. તેના માટે એક દષ્ટાંત છે.

એક વખત ભગવાન શ્રી સ્વામિનારાયણ, ભક્તરાજ શ્રી નરસિંહ મહેતાના ચોરે પધાર્યા હતા. ત્યાં જઇ મહેતાજીના ઓટા પર બેઠા. પૂજારીને જાણ થતાં, તેણે ગુસ્સે થઇ શ્રી હરિને કહ્યું કે "આ ઓટો મહેતાજીનો છે. માટે ત્યાં ન બેસો." "તમારી વાત વ્યાજબી છે, પણ અમે તો મહેતાજીના ગુરૂ છીએ" એવી રીતે હસતે ચહેરે શ્રી હરિએ ઉત્તર આપી, તેનાં નાડી–પ્રાણ ખેંચ્યાં. પૂજારીજી નિશ્ચેષ્ટ બન્યા. સમાધિમાં તેને એવું દર્શન થયું કે–લક્ષ્મીજી અને રાધિકાજી આદિક ભકતોની સાથે શ્રી

---

૧ અવતારીપણા વિષે વિશેષ વિવેચન અન્યત્ર જણાશે.

નરસિંહ મહેતા પણ દિવ્ય સ્વરૂપે આ ભગવાન્ શ્રી સ્વામિનારાયણની સેવા કરતા હતા. નાસ્તિકતાની પરાકાષ્ઠાએ પામેલો અને ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો સંપૂર્ણ દ્વેષી, આવી રીતે પ્રત્યક્ષ અનુભવ થયા પછી પામર રહે ખરો કે ? પૂજારીએ જાગૃત થઇ, સર્વની સમક્ષ, બનેલી વાત કહી બતાવી, અને પોતે શ્રી હરિનો આશ્રિત થયો.

## નામદાર નવાબ સાહેબ બહાદુરખાનજીનું મંદિરમાં આગમન.

આજે આપણે જે પ્રતિમાઓનો મહોત્સવ ઉજવી રહ્યા છીએ, તેની પ્રતિષ્ઠા ૧૦૦ વર્ષ પૂર્વે કરવા માટે ભગવાન શ્રી સ્વામિનારાયણ જ્યારે આ શહેરમાં પધાર્યા (સં. ૧૮૮૪ સને ૧૮૨૮) ત્યારે બાબી બહાદુર નવાબ સાહેબ બહાદુરખાનજી ૨ જા જુનાગઢની રાજ્યધુરા ચલાવતા હતા. તેઓ સરકારશ્રી પોતે મંદિરમાં પધાર્યા હતા. અને શ્રી હરિનાં દર્શનથી પ્રસન્ન થતાં, મંદિરને જગતના કાયદામાંથી મોકુફ કરવા હુકમ ફરમાવ્યો હતો.

## શ્રી હરિનું જુનાગઢમાં ૨૩ વખત આગમન.

સં. ૧૮૫૬ થી સં. ૧૮૮૬ સુધીના ૩૦ વર્ષના સમયમાં શ્રી સ્વામિનારાયણ ભગવાન આ શહેરમાં ૨૩ વખત પધાર્યા હતા. અને તે પ્રત્યેક સમયે, તેમણે અપરિમિત ઐશ્વર્યો પ્રકટ કરી, અનેક પ્રાણીઓનાં કલ્યાણ કરતા આ એકજ શહેરમાં જે જે સ્થળોએ વિચર્યા હતા, તેની એકત્ર નોંધ પરિશિષ્ટ અ માં આપી છે.

## સૌરાષ્ટ્રમાં સત્સંગનું બીજારોપણ.

આ સૌરાષ્ટ્ર દેશ કે જે ભૂમિમાં આવી તેમણે તીર્થાટનની અને તપશ્ચર્યાની પરિસમાપ્તિ કરી, જે ભૂમિમાં (પીપલાણામાં) પોતાના ગુરૂ પાસે મહાદીક્ષા ગ્રહણ કરી, જે ભૂમિમાં (જેતપુરમાં) પોતાના ગુરૂએ પટ્ટાભિષેક કર્યો, જે ભૂમિમાં (લોજમાં) શ્રી ઉદ્ધવ સંપ્રદાય રૂપ કલ્પવૃક્ષનાં બીજ રોપ્યાં, અને જે ભૂમિમાંથી તે મહાન કલ્પવૃક્ષની દીર્ઘ શાખાઓ દૂર દૂર ભૂમિમાં વિસ્તૃત થઇ, (જે શાખાઓની વિશાળતા, તે વૃક્ષના થડને પણ ભૂલાવી દે છે) અને જે ભૂમિ તેમને અતિ પ્રિય હતી—એવી આ અનુપમ ભૂમિમાં અનેક સ્થળોએ અનેકશઃ વિચરી, પરમાત્મા શ્રી સહજાનંદ સ્વામિએ, સમગ્ર યોગ કલાઓ તથા બ્રહ્મ વિદ્યાઓ પ્રકટ કરી, પોતાનું સંપૂર્ણ પુરૂષોત્તમત્વ તથા અવતારીત્વ દર્શાવ્યું હતું, જેનું સંપૂર્ણ વર્ણન, શ્રી સત્સંગિજીવન, શ્રી હરિ દિગવિજય, શ્રી હરિલીલા કલ્પતરૂ અને શ્રી હરિલીલામૃત આદિ ગ્રંથોમાં આપવામાં આવ્યું છે.

પરિશિષ્ટ (अ)

# સ્થાન—ચિંતામણિ.

## શ્રી હરિનાં ચરણકમળથી પાવન થએલ સ્થાનોની યાદી.

### (૧) મંદિરમાં.

૧. હાલ મંદિર છે ત્યાં દરબારશ્રી દાદાભાઇ (જમ્નાવડના) ની વાડી હતી.

૨. મંદિરમાં મધ્યસ્થ શિખરના ગોખમાં શ્રી હરિ એક વખત વિરાજ્યા હતા.

૩. પ્રદક્ષિણામાં ડેરી છે, ત્યાં શ્રીહરિ વિરાજ્યા હતા.

૪. મંદિરની પ્રદક્ષિણામાં શ્રી હરિ સ. ગુણાતીતાનંદ સ્વામીની સાથે વિચર્યા હતા.

૫. બ્રહ્મચારીના આશ્રમના એક છેડાથી સાધુના ભંડારના છેડા સુધી, પગની મોજડીથી લીંટો તાણી, શ્રી હરિ એમ બોલ્યા કે નાગરવાડામાં મંદિર કરવું, અને ઓરીઆમાં (હાલ સાધુઓને રહેવા માટે ધર્મશાળા છે તે) સાધુઓને રહેવા માટે ધર્મશાળા કરવી. પછી ત્યાં રેતી હતી તેમાં પોતે સૂતા અને સાધુઓએ આવી રીતે જડ ભરતની પેઠે રહેવું એવો બોધ કર્યો.

૬. ભંડારમાં છત્રી છે ત્યાં શ્રીજી મહારાજ થાળ જમ્યા હતા.

૭. સાધુઓના કુવા સમીપે પાણીની કોઠી હાલ છે ત્યાં એક મોટા વાસણમાં પાટલા ઉપર શ્રી હરિ વિરાજેલા, અને પરમહંસોએ તેમને સ્નાન—વિધિ કરાવેલ.

૮. આ પ્રસાદીનું પાણી પાસેના કુવામાં નાખવામાં આવ્યું હતું.

૯. હાલ સાધુઓની ધર્મશાળાનો દરવાજો છે, ત્યાં પ્રથમ ઝાડ હતાં; તેની છાંયામાં શ્રી હરિ એક વખત ગાડા ઉપર પોઢ્યા હતા.

૧૦. હાલ સ્ત્રીઓના વિભાગમાં કુવો છે, ત્યાં શ્રી હરિને સ્નાન કરાવતાં, પ્રસાદીનું પાણી તે કુવામાં નાખ્યું હતું.

૧૧. હાલ સ્ત્રીઓના વિભાગમાં ઠાકોરજીનું સિંહાસન છે, તેની સમીપે શ્રી હરિ થાળ જમ્યા હતા.

૧૨. આ સિંહાસન છે, ત્યાં દરબારશ્રી ઝીણાભાઇએ પોતાના શરીરનો ત્યાગ કર્યો હતો.

૧૩. આ જગ્યાના બીજા માળે એક ઓરડી છે, ત્યાં શ્રી હરિ અનેકશઃ પોઢયા હતા; તેને અક્ષર–ઓરડી કહેવામાં આવે છે.

૧૪. મંદિરના વાયવ્ય ખુણે હાલ એક કુવો છે, તે પ્રથમ વાવ હતી: તેમાં શ્રી હરિએ સ્નાન કરેલું હતું.

૧૫. મંદિરની સમીપે ઉત્તર દિશાએ હાલ ડેરી છે, ત્યાં બે આસોપાલવના વૃક્ષ નીચે શ્રીજી મહારાજ અનેકશઃ સભા મધ્યે વિરાજ્યા હતા.

—: આ સ્થળે :—

(૧) ગાંધર્વોએ ગાન કરેલું; તેમાંના એકને સમાધિ કરાવેલી; સમાધિમાંથી જાગૃત થતાં, તે ગાંધર્વે શ્રી હરિની પાસે દીક્ષા લઇ દેવાનંદ નામ ગ્રહણ કર્યું.

(૨) આ સ્થળે એક સીદણ પુરૂષના વેશમાં આવેલી. સાધુઓને શ્રી હરિએ દૂર જવાની આજ્ઞા આપતાં, માયા પરથી–અપ્રાકૃત ધામથી આવેલા આ મુક્ત પુરૂષો હોવાનું કહેલું.

૧૬. મંદિરની ઉત્તરાભિમુખે હાલ દરવાજો છે, તેની કમાનપર પ્રથમ મેડી નહોતી. તે કમાનની નીચે શ્રીજી મહારાજ અનેકશઃ ચાલ્યા હતા.

૧૭. તે મેડીની પૂર્વ બાજુની મેડી, જે દીવાનખાનાના નામથી પ્રસિદ્ધ છે; ત્યાં શ્રીજી મહારાજ રહેતા, પોઢતા, અને થાળ જમતા.

## (૨) શહેરમાં.

૧૮. શહેરમાં શ્રી હરિએ સર્વ સત્સંગીઓને ઘેર એકજ દિવસે, અને એકજ ક્ષણે એક કલાવચ્છિન્ન ભોજન જમ્યા હતા.

૧૯. નાગર ભક્ત બાઉબાઇને ઘેર તેના સંકલ્પ પ્રમાણે વિના આમંત્રણે જમવા પધાર્યા હતા.

૨૦. ગોકળદાસ ભાટીયાને ઘેર (તેની પરંપરામાં કોઇ જણાતું નથી) શ્રીજી મહારાજ જમવા પધાર્યા હતા.

૨૧. બાબી બહાદૂર નવાબ સાહેબ હામદખાનજી ૧ લાના આમંત્રણ ઉપરથી શ્રીજી મહારાજ તેમના રાજ્ય ભુવને પધાર્યા હતા.

૨૨. શ્રી નરસિંહ મહેતાના ઓટા ઉપર શ્રીજી મહારાજ બેઠા હતા. ત્યાંના પૂજારીને સમાધિ કરાવી હતી.

૨૩. તે જગ્યાની સામે હેમજા માતાનું મંદિર છે. ત્યાં શ્રીજી મહારાજ સર્વ સમાજ સાથે એકવાર જમ્યા હતા.

૨૪. શ્રીજી મહારાજ એક વખત ધોરાજીથી આવતાં મજેવડી દરવાજા પાસેની બીસારત બાગમાં ઉતરેલા હતા.

૨૫. મજેવડી દરવાજાથી દાખલ થઇ દબદબા ભરેલી સ્વારીએ શ્રીજી મહારાજ શ્રી નરસિંહ મહેતાના ચોરા પાસે થઇ, સીધી બજારે દીવાન ચોકમાંથી મંદિર તરફ આવેલા.

(૧) વચ્ચે એક સ્થળે એક ગાંધર્વે ગાયન કરતાં તેને કીંમતી રેંટો બક્ષીસ આપેલો.

(૨) એક ભક્તે શ્રીજીને કાકડી અર્પણ કરેલી, તેનું શ્રીજીએ સર્વ જન સમક્ષ ચાલતી સ્વારીએ ભક્ષણ કરેલું. આ અલૌકિક દૃશ્ય નામદાર નવાબ સાહેબે પોતાના રાજ્ય ભુવનમાં જોતાં, તેમને અત્યંત હર્ષ થએલો.

૨૬. મજેવડી દરવાજાની પશ્ચિમ દિશાએ આવેલી વાવમાં શ્રી હરિએ પરમહંસો સહિત સ્નાન કરેલું.

૨૭. મજેવડી દરવાજાની સમીપે આવેલ આંબલીના વૃંદમાં શ્રીજી મહારાજ સભા મધ્યે વિરાજમાન થએલા.

૨૮. શહેરમાં ભુટેશ્વર મહાદેવના દેવળે (નીચી બારી પાસે) શ્રીજી મહારાજ પધાર્યા હતા. રાજ્યના મુખ્ય દિવાનજી શ્રીમાન્ લક્ષ્મીશંકર ભાઇ ત્યાં દર્શને આવેલા. શ્રીજીનું તેમણે યથાવિધિ પૂજન કરેલું; શ્રીજીએ તેમને છત્ર અને અબદાગિરિ બક્ષીસ આપેલાં.

## (૩) મંદિરથી ગિરનારની સડક તરફ.

૨૯. ગેંડાની અગડ ઉપર એક ઓટો છે, ત્યાં બેસી શ્રીજી મહારાજે દાતણ કરેલું; વપન કરાવેલું; ગિરનારના જેમલમેરનો મેળાપ.

---

નોટ:—આ વસ્તુઓ હાલમાં તેમના વંશજ રા. નવરંગરાય કાલીદાસના કબજામાં છે.

૩૦. હાટકેશ્વર મહાદેવના મંદિરે પધાર્યા હતા; ત્યાંના પૂજારીને સોના મહોરનું દાન.

૩૧. ગોધાવાવ પાસે નાગર–બ્રાહ્મણની ભોજન પંક્તિ વખતે શ્રીજી મહારાજ ભોજન નિમિત્તે ત્યાં ગએલા. એક સ્થળેથી બીજે, અને બીજેથી ત્રીજે, એમ ત્રણ વખત સ્થાન બદલાવવાની સૂચના પરથી છેવટ શ્રી હરિ ત્યાંથી ચાલી નીકળેલા. (દિવ્ય અને અમાનુષીય સ્વ-રૂપમાં આ મનુષ્ય ભાવ.)

૩૨. સડકની ડાબી બાજુએ એક મોટું રાયણ–વૃક્ષ છે, તેની શાખા પકડીને ત્યાં થોડો સમય ઉભા રહેલા.

૩૩. સડકથી ઉત્તરે અને પ્રથમના પૂલથી પશ્ચિમે નદીના કાંઠાપર એક ઓટો છે, ત્યાં શ્રી હરિએ વપન કરાવેલું.

૩૪. સડકની જમણી બાજુએ નદીના કાંઠા ઉપર રાધા–ડેરી છે, ત્યાં ત્રણ રાત્રિ વ્યતીત કરેલી. વનરાજનું આગમન અને સમાધિ.

૩૫. દામોદર કુંડ; દામોદરજીનાં દર્શન, ત્યાંના પૂજારીને દામોદરરૂપે દર્શન

૩૬ રેવતીકુંડમાં સ્નાન.

૩૭ બ્રહ્મેશ્વર મહાદેવ; ત્યાંના ડેરાનું અનુકરણ, આપણાં મંદિરની બાંધ-ણીમાં કરવાની બ્રહ્માનંદ મુનિને સૂચના.

૩૮ આગળ જતાં પૂલની ઉત્તરે નદીના પૂર્વ કાંઠે એક વાવ છે, તેનું જળ–પાન

૩૯ તેની સમીપે આંમલીના વૃક્ષ નીચે સભા.

૪૦ આંમલી પાસેના ધરામાં સ્નાન.

૪૧ નારાયણ ધરામાં પરમહંસો સહિત સ્નાન.

૪૨ દુધેશ્વર મહાદેવનું દર્શન.

૪૩ ભવનાથ મહાદેવનું દર્શન.

૪૪ ત્યાં આવેલ આંમલીઓના વૃંદમાં કાઠી ભકતો સહિત શ્રી હરિ ઉભા રહી બોલ્યા હતા કે આ સ્થાન ઠાકોરશ્રી ઝીણાભાઈનો ઓટો કરીએ તેવું છે.

૪૫ ત્યાં ચોકમાં ઓટો છે, તેપર શ્રીજી વિરાજ્યા હતા.

૪૬ ચડાની વાવ,—તેના નાળામાં શ્રી હરિ થાળ જમ્યા હતા. અને જળ પાન કર્યું હતું.

૪૭ ## ગિરનાર.

(૧) સંતદાસજીની જગ્યા, (૨) પથર ચટી, ત્યાં રામાનંદ સ્વામીનું સદાવ્રત હતું, તે લઈ શ્રી હરિ જમ્યા હતા. ત્યાં આત્માનંદ સ્વામી પ્રથમ રહેલા; (૩) ગૌમુખી સ્નાન; ત્યાંના પૂજારીને વામનરૂપે દર્શન (૪) અંબાજી (૫) ગોરખનાથનાં પગલાં (૬) કમંડળ કુંડનું જળપાન અને સ્નાન (૭) દત્તાત્રયની ટુંક; ત્યાંના પુજારીને દત્તાત્રય રૂપે દર્શન.

### કાળવા દરવાજા બહાર.

૪૮ કાળવાના પુલના અંતમાં પશ્ચિમ દિશાએ એક વાવ છે, ત્યાં કાઠી ભક્તો સાથે સ્નાન, ભોજન અને સભા. આ સ્થળે એક હરિરામ નાગરને સન્યસ્ત આપેલું.

૪૯ કાળવામાં બે સ્થળે સ્નાન—એક રાયણવાળો ધુનો અને બીજું તેનાથી ઉપર ખળખળીયો—ત્યાં યોગ ધારણા કરી હતી.

૫૦ નાગ વાવમાં સ્નાન.

ત્યાં એક વખતે એક સાધુ મસ્ત દશામાં સૂતેલા, તેને વાઘ આવી ઉપાડી ગએલો. દૂર લઇ જતાં, સાધુએ "સ્વામિનારાયણ" નામનું ઉચ્ચારણ કરતાં વાઘ તેને મૂકી ચાલ્યો ગએલો.

૫૧ બ્રહ્મ કુંડમાં સ્નાન.

૫૨ ભૂતનાથ મહાદેવનું દર્શન.



# પ્રકરણ ૩ જુ.

## સંવત ૧૮૮૬ પછીનો સમય.

**भक्तिधर्मात्मजं कृष्णं द्विजेन्द्रकुलभूषणम् ।**
**सावर्णिगोत्र तिलकं वन्दे सद्धर्म रक्षकम् ॥**

**અર્થ**—ઉત્તમ બ્રાહ્મણકુલના આભૂષણરૂપ, સાવર્ણિગોત્રના તિલકરૂપ અને સદ્ધર્મના રક્ષક ભક્તિ ધર્મના પુત્ર શ્રીકૃષ્ણ પ્રભુને હું પ્રણામ કરૂં છું.

**હવે આપણે સં. ૧૮૮૬ પછીનો સમય તપાસીએ.**

**શ્રી હરિકૃષ્ણ મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા**—આપણા ઇષ્ટદેવ પરમાનંદ મૂર્તિ પરબ્રહ્મ પરમાત્મા શ્રી સહજાનંદસ્વામી છે, તેમના સ્વરૂપની પ્રતિષ્ઠાનો સમય સં. ૧૯૧૬ માં પ્રથમ પ્રાપ્ત થયો.[1] સ્વેષ્ટદેવના સાક્ષાત્ સ્વરૂપની પ્રતિષ્ઠા સમયે કયા ભક્તને આનંદ ન થાય ? શ્રી હરિના પરોક્ષ અવતારોનાં સ્વરૂપોની શ્રી હરિએ સ્વહસ્તે સ્થાપના કરેલી હોવાથી, તે તે સ્વરૂપો સાક્ષાતજ છે, તદપિ તે તે સ્વરૂપોથી સંતુષ્ટ ન થતાં,—ભલે શ્રી હરિએ સ્વમુખે કહેલું હોય કે શ્રી રાધારમણપ્રભુમાં હું સાક્ષાત્ રહ્યો છું, અને શ્રી ગોપીનાથજી મહારાજમાં પણ અખંડ વિરાજું છું, અને તે તે દ્વારે મારા સર્વ ભક્તની હું સર્વ સેવા અંગીકાર કરીશ, છતાં પણ તે તે અવતારો—સ્વરૂપોના કારણ અને અવતારી સ્વેષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ પરમાત્માની પરમ કારૂણિક મૂર્તિ સ્થાપવાની જે ઉચ્ચતમ ભાવના પ્રત્યેક ભક્તને વિષે પ્રેરાઇ, તે તેમની પતિવ્રતાપણાની ભક્તિની પરાકાષ્ઠા છે !! મહા મુક્તરાજ સદ્ગુરૂ સ્વામીશ્રી ગોપાલાનંદજી અને સ. સ્વામીશ્રી ગુણાતીતાનંદજી આદિ સંતોએ, ભક્તોના હૃદયમાં, શ્રી સહજાનંદસ્વામી વિષે પાતિવ્રત્યનું બીજારોપણ કરેલ, તેનું એ મિષ્ટ પરિણામ છે.

પોતાના અક્ષર—બ્રહ્મધામમાં પુરૂષાકાર સર્વદા વિરાજતા એવા પરબ્રહ્મ જે સર્વના અંતર્યામી છે. અને જે આ શ્રી સ્વામિનારાયણ રૂપે આવિર્ભાવ પામ્યા છે, તેમના સ્વરૂપની પ્રતિષ્ઠાનો સમય જ્યારે પ્રાપ્ત થયો ત્યારે વડતાલની ગાદી ઉપર ધ. ધુ. આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ વિરાજતા હતા. અને અહીંના મંદિરના મહાંતપદ પર સદ્ગુરૂ સ્વામીશ્રી ગુણાતીતા-

---

૧ નર નાટકને શોભાવવાના હેતુથી, તથા પરોક્ષપણે પોતાનો મહિમા કહેવો એ પોતાને અતિપ્રિય હોવાથી શ્રી હરિએ પોતાનાં પરોક્ષ સ્વરૂપોનીજ સર્વ મંદિરોમાં પ્રતિષ્ઠા કરી હતી. પોતાના સાક્ષાત્ સ્વરૂપની વડતાલ સિવાય અન્યત્ર પ્રતિષ્ઠા કરી નથી.

નંદજી વિરાજતા હતા. શ્રી ગઢપુરમાં શ્રી હરિકૃષ્ણ મહારાજની મૂર્તિની સ્થાપના કરવા આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ પધાર્યા હતા. ત્યાંની સર્વ વિધિ સમાપ્ત થયા પછી તેમને જુનાગઢ પધારવાનું નિમંત્રણ હતું. પરંતુ કારણવશાત્ તેઓશ્રી એવા નિશ્ચય ઉપર આવ્યા હતા કે જુનાગઢ મંદિરમાં શ્રી હરિના સ્વરૂપની પ્રતિષ્ઠા ભવિષ્યમાં બીજા કોઇ અવસરે કરવી. પરંતુ સદ્ગુરૂ ગુણાતીતાનંદ સ્વામીએ કરેલી પ્રાર્થનાના પરિણામે શ્રી હરિએ, વિના વિલંબે જુનાગઢ જઇ ત્યાં પ્રતિષ્ઠાની સર્વ વિધિ કરવાની આચાર્યશ્રીને સ્વપ્નાવસ્થામાં પ્રેરણા કરી, અને તેથી તેમણે પોતાનો નિશ્ચય બદલાવી જુનાગઢ તરફ તાકીદે આવવા પ્રયાણ કર્યું. અહીં આવી "શ્રી હરિકૃષ્ણ મહારાજ" ની મૂર્તિની પ્રતિષ્ઠા ૬૮ વર્ષ પૂર્વે એટલે કે સં. ૧૯૧૬ ના ફાગણ વદી ૨ ના દિને કરી[1]. સર્વ વિધિને અંતે જ્યારે આચાર્યશ્રીએ આરતી કરી ત્યારે મૂર્તિમાંથી અતિશય પ્રકાશ પ્રગટ થયો અને પુનઃ તેમાંજ લીન થયો. તેવીજ રીતે બીજે દિવસે જ્યારે સદ્ગુરૂ ગુણાતીતાનંદ સ્વામીએ "શ્રી હરિકૃષ્ણ મહારાજની આરતી કરી ત્યારે અતિ પ્રકાશ મૂર્તિમાંથી પ્રકટી પુનઃ તેમાંજ લીન થયો હતો."

## શિવપ્રસાદભાઈની સમાધિ.

યોગનાં અતિ કઠિન સાધનોની સિદ્ધિને અંતે પ્રાપ્ત થતી અસંપ્રજ્ઞાત સમાધિએ આપણા સંપ્રદાયમાં અવતારી શ્રી સ્વામિનારાયણના અપરિમિત પ્રતાપથી સામાન્ય બાબત હતી. સમાધિનિષ્ઠ અનેક સાધુઓ, શ્રી સ્વામિનારાયણ ભગવાનના અંતર્ધ્યાન થયા પછી પણ લાંબાકાળ પર્યંત હતા; જેમાંના એક સ્વામી પ્રજ્ઞાનંદ હતા. યોગિરાજ ગોપાલાનંદ સ્વામીના તે શિષ્ય હતા. જનસમૂહમાં સમાધિસ્થ ન થવું એવી તેમના ગુરૂની આજ્ઞા હતી. વડતાલથી તે એક વખત અહીં આવેલા અને અહીંના કેટલાક જીજ્ઞાસુ નાગર ભક્તોએ, સમાધિ કરી બતાવવા આગ્રહ કરતાં, સ્વામીએ સમાધિ કરી. બદરીકાશ્રમનો મિષ્ટ મેવો તથા પુષ્પ તેમના હસ્ત કમળમાં સાક્ષાત્ આવેલો, જેનો અનુભવ, પ્રેક્ષકોએ કર્યો હતો. જનસમૂહમાં તેમની સમક્ષ શિવપ્રસાદભાઇ[2] બેઠા હતા. તેમનાં નાડી પ્રાણનું આકર્ષણ થયું. અલ્પ સમય પછી સ્વામી સમાધિમાંથી જાગૃત થયા, પણ શિવપ્રસાદભાઇ તો હજી તેજ સ્થિતિમાં ચેષ્ટા રહિત હતા. સમાધિમાંથી આકર્ષણ કરવાની

---

૧ આ પ્રતિષ્ઠાની શતાબ્દી સં. ૨૦૧૬ માં એટલે કે ૩૨ વર્ષ પછી આવશે. તે શતાબ્દી આપણા ભાવી બંધુઓ ઉજવે એવી ભાવનાનું બીજ આપણે આજેજ રોપી દેવું.

૨ આ શિવપ્રસાદ અમરજીના પૌત્ર રા. માનશંકરભાઇ એક સારા ભક્ત છે.

શક્તિ સ્વામીમાં નહોતી. એટલે સર્વ ચિંતાતુર થયા. છેવટ રામાનુજાનંદ સ્વામીને બોલાવવામાં આવ્યા, અને તેમણે સર્વની વિનંતિ ઉપરથી, પોતાનામાં રહેલી ચમત્કૃતિ વડે તેમને જાગૃત કર્યા, પણ તેઓ જાગૃત થતાંજ પુનઃ સમાધિમાં ગયા. સ્વામીશ્રીએ તેમનું પુનઃ આકર્ષણ કર્યું. અને તેઓ પૂર્ણ જાગૃતિમાં આવ્યા. જાગૃત થયા પછી તેમણે ગોલોક ધામની સમીપે વહેતી નદીના જળપાનની મિષ્ટતા અને તે ધામની અલૌકિક રમણીયતાનું સુંદર વર્ણન સર્વ પ્રેક્ષકોની સમક્ષ કરી બતાવ્યું. એક વખત અનુલોમ વૃત્તિ થયા પછી, પુનઃ પ્રતિલોમ વૃત્તિ કરવાનું કારણ તેમણે એવું દર્શાવ્યું કે તે અલૌકિક સુખના અનુભવ પછી મલિન શરીરમાં અનુલોમ વૃત્તિ થવાથી તેમને નરકમાં પડયા જેવું દુઃખ થતું હતું. ત્યાર પછીથી સંસારનાં સુખો તેમને વિષ સમાન જણાતાં હતાં.

## રૂપશંકરભાઇનો શાપ અને તેનું નિવારણ.

પ્રસિદ્ધ નાગર ભક્ત બાઉબાઇના એક પુત્ર રૂપશંકર હતા, જે હકીકત પ્રથમ આવી છે. શ્રી સહજાનંદ સ્વામીના તે શુરવીર ભક્ત હતા. સ્વેષ્ટદેવને માટે કોઈ કટુક વચન બોલે તો તે તેમને બાણ સમાન તીક્ષ્ણ જણાતું. એક વખત તેઓ બ્રહ્મકુંડમાં સ્નાન નિમિત્તે ગએલા, ત્યાં સ્નાન કરતાં "સ્વામિનારાયણ" નામનું ઉચ્ચ સ્વરે ઉચ્ચારણ કર્યું, જે સમીપે સ્નાન કરતા એક સન્યાસી મહારાજને અસહ્ય થયું, તેણે રૂપશંકરભાઇને કેટલાક પ્રશ્નો પૂછ્યા, જેનો પ્રત્યુતર તેમણે નિડરતાથી આપ્યો. સન્યાસીજી તેથી વિશેષ ગુસ્સે થયા. અને તમપ્રધાન તે મહાપુરૂષે શાપ આપ્યો કે "તુમ નિર્વંશ હો જાયગા," રૂપશંકરભાઇ તેથી સ્તબ્ધ થયા. અને ઉંડા વિચારમાં પડયા. પરંતુ તેમના ગુરૂ સમર્થ હતા. એવા અનેક સન્યાસીઓના શાપનું સદ્ય નિવારણ કરવામાં અતિ સમર્થ યોગિરાજ સદગુરૂવર્ય ગોપાલાનંદ સ્વામી મંદિરમાં વિરાજતા હતા. ચિંતાનિમગ્ન રૂપશંકરભાઇએ આ સમગ્ર કથા તેમની સમક્ષ કહી બતાવી. સ્વામીશ્રીએ પોતાની બગલમાંથી વાળ તોડી તે ભકતને બતાવતાં તેમાંથી બે વાળ નીચે પડી જતાં, અને બાકી પાંચ વાળ હાથમાં રહેતા, કરૂણાકટાક્ષથી જોતાં સ્વામીશ્રી બોલ્યા કે,–રૂપશંકર ગભરાશો નહીં, તમારે કુલ ૭ પુત્રો થશે, તેમાંથી ૨ અલ્પાયુષી, અને ૫ ચિરંજીવી[1] થશે.

---

૧ અવલરામ, રણછોડદાસ, ગીરધરલાલ, હરિલાલ અને ગોવિંદરાય. ગોવિંદરામભાઇના પુત્ર વકીલ શ્રી પ્રભુદાસભાઈ સત્સંગ પ્રત્યે મમત્વ ધરાવે છે.

# સૌરાષ્ટ્ર દેશના સત્સંગનું નિરીક્ષણ તથા સંગઠન.

સમગ્ર દેશના સત્સંગનું કેન્દ્રસ્થાન શહેર જુનાગઢ છે. અહીંના મંદિરમાં એકંદર ૨૨૫ ત્યાગી પુરૂષો વસે છે જેનાં નીચે મુજબ ૩ વિભાગો છે.

(૧) બ્રહ્મચારી વર્ગ.
(૨) સાધુ વર્ગ.
(૩) પાર્સદ વર્ગ.

પ્રથમ વર્ગમાં ૧૫ માણસો છે. બીજામાં ૧૬૦ છે અને ત્રીજામાં ૫૦ છે, પ્રથમ વર્ગના ત્રણ મંડળો છે તેમણે ફક્ત દેવની સેવાજ કરવાની હોય છે. સાધુ વર્ગ હરિજનોને ઉપદેશ કરે છે અને દેશમાં વિચરે છે. અને પાર્ષદ વર્ગ મંદિરના વ્યવહારનું રક્ષણ કરે છે.

જેમ બે ગાદીઓ સંસ્થાપિત થયેલ હોવાથી, સમગ્ર સત્સંગના બે વિભાગો કરવામાં આવ્યા છે, તેમ જેટલાં મુખ્ય શિખર બંધ મંદિરો છે, તેની આસપાસ રહેનાર સત્સંગીઓના પણ અનુકુળતા પ્રમાણે પેટા વિભાગ કરવામાં આવ્યા છે. આ પ્રદેશમાં સત્સંગની વૃદ્ધિને માટે મંદિરના સાધુઓ વિચરે છે, અને તેમના વિચરણની અનુકુળતા માટે આ પ્રદેશના ૧૩ વિભાગ કરી, સાધુઓના પણ ૧૫ મંડળો બાંધવામાં આવ્યાં છે, જેને પ્રત્યેક વિભાગમાં બે વર્ષ પર્યંત વિચરણ કરવાનો, તેના સત્સંગીઓને ઉપદેશ આપવાનો અને સત્સંગની પ્રગતિ કરવાનો ક્રમ ગોઠવવામાં આવ્યો છે.

## હાલમાં આ મંડળોના જે મુખ્ય પુરૂષો છે. તેમનાં નામ નીચે પ્રમાણે છે.—

(૧) સ. સ્વામી કૃષ્ણચરણદાસજી. (૨) સ્વામી રૂગનાથચરણદાસજી.
(૩) સ્વામી કેશવચરણદાસજી. (૪) પુ. પતીતપાવનદાસજી
(૫) સ્વામી ભક્તિતનયદાસજી[1] (૬) પુ. હરિનારાયણદાસજી.
(૭) પુ. કૃષ્ણસેવાદાસજી. (૮) પુ. નારાયણપ્રિયદાસજી.
(૯) સ્વામી નીલકંઠદાસજી. (૧૦) પુ. માધવજીવનદાસજી[2]
(૧૧) પુ. હરિસ્વરૂપદાસજી. (૧૨) સ્વામી કૃષ્ણજીવનદાસજી.
(૧૩) પુ. વ્રજવલ્લભદાસજી. (૧૩) પુ. લક્ષ્મીપ્રસાદદાસજી.
(૧૫) સ્વામી ધર્મકિશોરદાસજી.

---

૧ સ. પુ. હરિદાસજીના શિષ્ય
૨ સ. સ્વામી શ્રીનારાયણદાસજીના શિષ્ય.

## પ્રસ્તુત ૧૩ પેટા વિભાગોમાં—

(૧) સત્સંગનાં ગામોની સંખ્યા ૫૧૦ છે.
(૨) તે ગામોના ½ ભાગમાં નાનાં મોટાં મંદિરો છે.
(૩) પાંચ ગામોમાં મોટાં શિખરબંધ મંદિરો છે. અને એક ગામમાં શિખરબંધ સદશ મંદિર છે.
(૪) સત્સંગીનાં ઘરની સંખ્યા ૫૦૦૦ છે.

અને,

(૫) સત્સંગીઓની સંખ્યા ૨૫૦૦૦ ની છે.

કલમ ૧ અને ૩ સિવાયની સંખ્યા અંદાજે મૂકી છે.

કલમ ૩ માં બતાવેલ મંદિરો નીચે મુજબ છે:—

(૧) જુનાગઢ:—શ્રી ઘનશ્યામ મહારાજની પ્રતિષ્ઠા આચાર્યશ્રીની આજ્ઞાથી સ. સ્વામી શ્રીબાલમુકુંદદાસજીએ સં. ૧૯૭૦ માં કરી હતી.

હનુમાન તથા ગણપતિનાં બે શિખરો નવાં બંધાવી, તેમાં હનુમાન, ગણપતિ અને શ્રી શંકરની પુનઃ પ્રતિષ્ઠા ધ. ધુ. શ્રીપતિપ્રસાદજી મહારાજની આજ્ઞાથી સ. સ્વામી શ્રી નારાયણદાસજીએ સં. ૧૯૮૪ ના માગશર શુદિ. ૮ ના દિવસે કરી છે.

હનુમાન તથા ગણપતિનાં સ્વરૂપો અતિ મહાન અને શુશોભિત છે. આ બંને મૂર્તિઓ પ્રથમ સદ્ગુરૂ સ્વામી શ્રી ગુણાતીતાનંદજીએ પધરાવી હતી. તેમાં નવીન રંગ પૂરી તેમને સર્વાંગ સુવર્ણમય બનાવનાર રાજકોટના પ્રસિદ્ધ ચિત્રકાર સુજ્ઞ સત્સંગી ભાઇ શ્રી શિવલાલ દેવરાજ સોલંકી છે.

### ગાયન-મંડળ.

અહિના મંદિરની કીર્તન ભક્તિ વિષે ઉલ્લેખ કરવો આવશ્યક છે. અહીંનું ગાયન મંડળ સર્વોત્કૃષ્ટ હતું. ગાયનકળામાં પ્રવીણ અને પરમાત્મા શ્રી સહજાનંદ સ્વામીના અનન્ય ભક્ત સ. પ્રેમાનંદ સ્વામીએ આ મંદિરમાં કેટલોક સમય રહીને, શહેરના નાગર ગૃહસ્થ સત્સંગીઓ, જેમાં શ્રીમાન્ ચકુભાઈ (જેશંકર અમરજી) શ્રી. ત્રીકમરાય ભીમજી શ્રી. શિવપ્રસાદભાઇ શ્રી. સદાશંકરભાઇ, અને શ્રી. પાઠક આદિ મુખ્ય હતા, તેમાં ગાયનકળાનો ઉત્તમ રસ રેડયો હતો. સ. પ્રેમાનંદ સ્વામીએ તેમની પાસે એવી કડક પ્રતિજ્ઞા લેવરાવી હતી કે દેવ મંદિર સિવાય કોઇ પણ અન્ય સ્થળે ગાયન કરવું નહીં. અને તે પ્રતિજ્ઞાનું તેમણે સંપૂર્ણ રીતે પાલન કર્યું હતું. તેમણે દેહાંત પર્યંત મંદિરમાં સમયોચિત ગાયન-ઉત્સવ કરી, કીર્તન ભક્તિની સતત જાગૃતિ રાખી હતી.

શ્રીમાન્ ચકુભાઇના અક્ષર નિવાસ પછી તેમના પુત્ર રા. છેલશંકર ભાઈ તથા પરમ ભક્ત ઠક્કર માવજીભાઇ, તે રસિકતાનું યથાશક્તિ પોષણ કરતા હતા.

આ બંને ભક્તોના અક્ષરનિવાસ પછી રા. મણિશંકર સદાશંકર તથા રા. નારાયણદાસ પ્રભુદાસ પટેલ, દુર્બલ થતી કીર્તન ભક્તિને જીવંત રાખવા તત્પર રહે છે, તે અતિ સ્તુતિ પાત્ર છે.

## વાર્ષિક સંમેલન.

આ મંદિરમાં સર્વથી પ્રથમ જન્માષ્ટમીનો સમૈયો પ્રતિવર્ષ થતો હતો, ત્યાર પછી તેના બદલે ભીમ એકાદશીનો દીવસ તેના માટે મુકરર કરવામાં આવ્યો હતો. અને હાલ થોડાં વર્ષોથી જેઠ સુદિ ૧૫ નો દિવસ વાર્ષિક સંમેલનને માટે નક્કી કરવામાં આવ્યો છે.

(૨) માણાવદર—આ ગામમાં શિખરબંધની પંકિતનું પ્રાચીન મંદિર છે. ત્યાં પ્રથમ સંવત ૧૮૯૬ માં શ્રી લાલજી મહારાજની મૂર્તિની સ્થાપના થએલી હતી.

સં. ૧૯૮૨ ના વૈ શુ. ૩ ના દિને સ૦ બ્રહ્મચારી શ્રી કૃષ્ણ સ્વરૂપાનંદજી દ્વારા આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજે શ્રી હરિ કૃષ્ણ મહારાજ તથા શ્રી રાધાકૃષ્ણની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી.

(૩) ઊના—ત્યાં પ્રથમ શ્રી લાલજી મહારાજની સ્થાપના સં. ૧૮૮૬ ની સાલ પૂર્વે થએલી. તે મૂર્તિ ભગવાન શ્રી સ્વામિનારાયણે ત્યાંના શેઠશ્રી ગણેશભાઇને આપેલી. ત્યાંના શેઠો હાલ જે સત્સંગી છે, તે પ્રથમ જૈન હતા. તેમને સદ્‌ગુરૂ શ્રી રાઘવાનંદ સ્વામીએ સત્સંગ કરાવેલો.

ત્યાંનું શિખરબંધ મંદિર સ૦ સ્વામી શ્રી નારાયણદાસજીએ બંધાવેલ છે અને તેમાં સં. ૧૯૭૬ માં શ્રી હરિકૃષ્ણ મહારાજ આદિની પ્રતિમાઓ આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજે સ્થાપી છે. ત્યાં શ્રી ઘનશ્યામ મહારાજની મૂર્તિ પણ છે.

(૪) જેતપુર—આ ગામમાં જે સ્થળે પરમાત્મા શ્રી સહજાનંદ સ્વામીને તેમના ગુરૂ ઉદ્ધવાવતાર શ્રી રામાનંદ સ્વામીએ પટ્ટાભિષેક કરેલો, તે સ્થળે શિખરબંધ મંદિર સ૦ સ્વામીશ્રી બાલમુકુંદદાસજીએ બંધાવ્યું છે અને તેમાં સં. ૧૯૭૧ માં અપ્રતિમ મૂર્તિનું સ્થાપન આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજે કરેલ છે.

(૫) ગોંડળ—અહીં અતિશય રમણીય મંદિર છે. તેમાં શ્રીહરિકૃષ્ણ મહારાજ તથા ધર્મપિતા અને ભકિતમાતાનાં સ્વરૂપો સં. ૧૯૨૮ માં પધરાવવામાં આવ્યાં છે.

(૬) જામનગર–શ્રીહરિકૃષ્ણ મહારાજ તથા શ્રી ઘનશ્યામ મહારાજ આદિ સ્વરૂપોની પ્રતિષ્ઠા સં. ૧૯૭૨ માં કરવામાં આવી. આ મંદિરનું મોટું કામ સદ્‌ગુરૂ સ્વામીશ્રી નારાયણદાસજીના હાથથી થએલું છે.

આ ઉપરાંત રાજકોટ શહેરમાં પણ ઉત્તમ મંદિર છે. ત્યાંનો સત્સંગ સંગીન પાયા ઉપર રચાયો છે.

સં. ૧૯૪૫માં શેઠ લક્ષ્મણદાસ માવજી આદિ શ્રીમાન્ શેઠોએ બંને ગાદીના આચાર્યશ્રીનું અપૂર્વ સંમેલન કર્યું હતું.

સં. ૧૯૮૩ માં સ્વામીશ્રી રૂગનાથચરણદાસજી દ્વારા સ૦ સ્વામીશ્રી નારાયણદાસજીએ શ્રીઘનશ્યામ મહારાજની મૂર્તિની સ્થાપના કરી હતી.

## સેવા–યજ્ઞ.

પંચાળાના ઠાકોરશ્રી ઝીણાભાઇ અને તેમનો પરિવાર; લોધીકાના ભકતરાજ દરબારશ્રી અભયસિંહજી, વિગેરે; મેંગણીના શ્રીમાન્ દરબારો; ગણોદના દરબારશ્રી અભયસિંહજી તથા તેમના પુત્ર શ્રીમાન્ ભગવતસિંહજી વિગેરે; વાગોદડના દરબારશ્રી વજેસિંહજી; રાજકોટના શ્રીમાન લક્ષ્મણદાસ માવજી, શ્રી. લક્ષ્મણખેંગાર, શ્રી. કાળામાંડણ, રાજ્યમાન્ય શિવલાલ દેવરાજ સોલંકી, શેઠ શ્રી લક્ષ્મીદાસ કાનજી, શેઠ શ્રી હરિ ગંગાદાસ, વિગેરે; વીસાવદરના શેઠ શ્રી જાદવજી નાગજી; કાળસારીના શેઠ શ્રી કાળા-ભાઈ તથા જાદવજીભાઇ કુંકાવાવના શેઠશ્રી જાદવજીભાઇ; અને વંથલીના શ્રીમાન્ પટેલોએ આ મંદિરની સેવામાં મૂલ્યવાન્ ઉત્તમ પ્રકારનાં આભુષણો, વસ્ત્રો અને રોકડ રકમ અર્પણ કરી છે.

રાજકોટના અક્ષરસ્થ શેઠ શિવલાલ કરશનજી વોરા, એક અગ્રગણ્ય સત્સંગી હતા, અને હાલમાં જામનગરના રાજ્યમાન્ય પુરૂષોત્તમભાઇ એક અદ્વિતીય સત્સંગી પુરૂષ છે.

## સંગઠન.

સૌરાષ્ટ્રના સત્સંગને કાલવશાત્ કસોટીના કેટલાક પ્રસંગો પ્રાપ્ત થયા છે, સત્સંગની સ્થિતિનું પરિવર્તન બે પ્રકારે થાય છે:–એક જ્ઞાન ભેદથી અને બીજું વ્યાવહારિક ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી. આપણા ઇષ્ટદેવ શ્રી સહજાનંદ સ્વામીના સ્વરૂપના જ્ઞાનપરત્વે એકજ મત છે. અન્યથા જે જ્ઞાન ભેદ હોય તેણે કંઇક અંશે પરિવર્તન કર્યું છે, એમ કહી શકાય પરંતુ ચાલતા વ્યાવહારિક પ્રચંડ મત–ભેદે અન્ય વિભાગોના સત્સંગની જે ઐકયતા તોડી છે, તે ઐકયતા આ વિભાગમાં–સૌરાષ્ટ્ર દેશના સત્સંગમાં–સુરક્ષિત રહી છે. સૌરાષ્ટ્રનો સમગ્ર સત્સંગ–સમાજ એક મતથી આચાર્યશ્રી પ્રત્યે

અવતારી શ્રી સહજાનંદ સ્વામીની આજ્ઞાનુસાર, જે માનની દૃષ્ટિથી જોઇ રહેલ છે, અને જેમાં સત્સંગનું વાસ્તવિક ગૌરવ રહેલું છે, તે, એક "ગુણાતીત" જ્ઞાનનેજ આભારી છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

## આચાર્યશ્રીનું આગમન.

આદિ આચાર્ય ગુરૂવર્ય મહારાજ શ્રી રઘુવીરાચાર્ય અહીંના મંદિરમાં ૭ વખત પધાર્યા હતા.

પ્રથમ સં. ૧૯૦૬ માં; પછી સં. ૧૯૧૬---૧૯૧૭---૧૯૧૮ અને ૧૯૧૯ માં બે વખત.

ધ. ધુ. ભગવત્ પ્રસાદજી મહારાજ સં. ૧૯૨૨-૨૬-૨૮ અને ૧૯૩૨ માં એમ કુલ ૪ વખત પધાર્યા હતા.

ધ. ધુ. વિહારીલાલજી મહારાજ ૭ વખત પધાર્યાનું જણાય છે.

પ્રથમ સં. ૧૯૩૮ માં; પછી સં. ૧૯૪૨-૪૪-૪૭-૧૯૪૯, અને છેવટ ૧૯૫૩ માં.*

નામદાર સરકારશ્રીના આમંત્રણથી તેઓ શ્રી એક વખત સકર બાગમાં પધાર્યા હતા, જે પ્રસંગે તેમનો અતિશય સત્કાર કરવામાં આવ્યો હતો.

હાલના ધ. ધુ. આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજનું અદ્યાપિ ૬ વખત આગમન થવાની, નીચે પ્રમાણે નોંધ મલી આવે છે.

(૧) તા. ૨૯-૫-૧૯૦૯ (૨) ૧૦-૩-૧૯૧૪
(૩) ૨૯-૧-૧૯૧૬ (૪) ૨૭-૬-૧૯૨૩
(૫) ૫-૧-૧૯૨૬ (૬) ૧૧-૫-૧૯૨૬

તા. ૧૫-૩-૧૯૧૪ ના દિવસે એડમીનીસ્ટ્રેટર મે૦ રેન્ડોલ સાહેબે તેમનું પોતાના રાજ્યભુવને નિમંત્રણ કરી, રાજ્યરીતિપુરઃસર સ્વાગત કર્યું હતું.

આચાર્યશ્રીના આગમનના પ્રત્યેક પ્રસંગે રાજ્ય તરફથી ઉત્તમ પ્રકારનું સન્માન મળે છે. નામદાર નવાબ સાહેબ શ્રી હામદખાનજી ૧ લાથી સર્વ રાજ્ય કર્તાઓ તથા, રાજ્યના નામદાર વઝીર સાહેબો, અને માનવંતા દીવાન સાહેબો, આવી રીતે આ મંદિર સાથે અદ્યાપિ માનની લાગણીથી સંબંધ રાખતા આવે છે.

---

* ઉપરનું આગમન તથા સાલ કેટલેક અંશે અનિશ્ચિત છે.